# નિવેદન

ચૈતન્ય મહાપ્રભુના વિસ્તૃત ચરિત્રની બીજી આવૃત્તિ આ સંસ્થા તરફથી સં. ૧૯૯૯મા ત્રણુ ગ્રંથોમાં પ્રસિદ્ધ થઈ હતી, તે ઘણા વખતથી ખલાસ થયેલી છે. તેના પુનર્મુદ્રણરૂપે નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનું મુશ્કેલ હોવાથી ત્રણે ગ્રંથોના સારરૂપ આ સંક્ષિપ્ત આવૃત્તિ તૈયાર કરાવીને પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે.

શ્રી ચૈતન્ય મહાપ્રભુના જીવનપ્રસંગો, સંત પુરુષો સાથેના તેમના સમાગમો ઉપરાંત તેમનાં ત્યાગ, જ્ઞાનચારિત્ર્ય, અપરિગ્રહ, સહિષ્ણુતા, સેવા–ભક્તિપરાયણુતા અને નામનિષ્ઠા જેવાં ઉચ્ચ પ્રકારનાં હતાં તે અંગેના મહત્ત્વના બધા પ્રસંગો આમાં ટૂંકમાં વણી લેવાનો બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આશા છે કે આ પુસ્તકનું વાચન ભાવિકજનોને ઉચ્ચ ભક્તિમાર્ગે વિચરવામાં પ્રેરણાદાયી થઈ પડશે.

મુંબઈ,<br>
તા ૧-૧૨-'૫૯

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>
મનુ સુબેદાર (પ્રમુખ)

# પ્રાસંગિક

तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥

શ્રીચૈતન્ય મહાપ્રભુની એક માત્ર કૃતિ 'શિક્ષાષ્ટક' આઠ શ્લોકની મળી આવે છે; તેમાંના આ શ્લોકથી શ્રીચૈતન્યના ભક્તજીવનનું સ્પષ્ટ દર્શન થઈ શકે છે.

તૃણ જે કશા કામનું ન હોય, જેને જીવનમાં કાંઈ સાધવાનું ન હોય, જેની કાંઈ કિંમત ન હોય, જે હલકામાં હલકું અને નીચામાં નીચું છે, તેની સાથે ભક્તજને પોતાની જાતને સરખાવી લેવી. આ મારો દેહ ભલા કશા કામનો નથી. આ દેહે કાંઈ બને એમ નથી. આ દેહની કિંમત પણ શું હોઈ શકે? આ જાત એવી તો નીચ, હલકામાં હલકી કે દીનહીન છે, કે તેનાથી કાંઈ સધાય એમ નથી.

આમ તનથી કોઈ સ્વાર્થ ન સધાય, તો પરમાર્થ સાધી લેવો જરૂરી છે; તે માટે મનની જરૂર પડે? એ મનને વૃક્ષ સાથે સરખાવી શકાય. વૃક્ષનો મોટામાં મોટો ગુણ સહન કરી લેવાનો છે. તે વૃક્ષ ઘણો પરોપકાર કરે છે. તેનાં ફળ, ફૂલ, મૂળ, છાયા, છાલ, લાકડાં, કોલસા; એ બધું જ બીજાને માટે છે, છતાં તે બીજાના પ્રહાર સહન કરી લે છે. ટાઢ, તડકો, શરદી એ બધા ઋતુના ધર્મો તે વેઠી લે છે. અને એ રીતે વેઠતાં, વેઠતાં ય પરોપકાર કરી પોતાનું જીવન ખપાવી દે છે. ભક્તજન પણ વૃક્ષના જેવું જીવન જીવે અને પોતાના મનને સહનશક્તિથી કેળવે. વૃક્ષની જેમ પરોપકારનો બદલો ચાહે નહિ! નિંદા, અપકીર્તિ, પ્રહાર, દ્વેષ વગેરે દુર્ગુણોની તેના મન પર અસર ન થાય!

આથી ય વિશેષ, સર્વ પ્રકારના અભિમાનથી પર રહીને તે ભક્તજન સર્વજનોને આત્મસ્વરૂપ માનીને, તે બધાનો આદરસત્કાર કરતો હોય છે. હરિકીર્તનની આ તૈયારી છે. 'હરિ બોલ હરિ બોલ' કહેતાંની સાથે સાથે ભક્તજન પોતાનાં તનને તૃણથી ય નીચું ગણતો રહે, પોતાના મનને સહનશીલ બનાવી, વૃક્ષ જેવું જીવન જીવી

રહે તેમ જ સર્વ ભૂતોમાં આત્મદર્શન કરી લે. તેના 'હરિ બોલ'નો પડઘો-સર્વત્ર પ્રસરી રહે!

આજથી પાંચસો વર્ષ પહેલાં 'હરિ બોલ'થી ભારતની ભૂમિને પવિત્ર બનાવનાર એ ચૈતન્ય મહાપ્રભુ બંગાલના ગૌડ પ્રદેશમાં પ્રગટ થયા. કૃષ્ણકીર્તનની ભક્તિને ફરીથી જાગૃત કરી અને તે સાથે જ્ઞાન-વૈરાગ્યને જોડી દીધા. એ કઠિન કાળમાં ભક્તિનો પ્રચાર કરી, તેમણે અનેક નીચ પાપીજનોનાં જીવનને ઉગારી દીધાં.

પાંચસો વર્ષ પછીના આજના યુગમાં પણ શ્રી ચૈતન્યમહાપ્રભુની જીવનપ્રતિભાનાં સ્મરણ તાજાં થાય છે. આજના તત્ત્વવેત્તાઓ, કવિઓ, અભ્યાસકો અને ભક્તજનો તે શ્રીચૈતન્યની પ્રતિભાનો મહિમા ગાય છે.

આ યુગના મહાપુરુષોમાં મહાપ્રભુ ચૈતન્ય દેવનું સ્થાન સર્વોચ્ચ ગણાય છે. તેઓ ભક્તિના મૂર્તિમંત અવતાર હતા. તેઓ પ્રેમની સજીવ મૂર્તિ હતા. તેમના જીવનમાં પરમ વૈરાગ્ય, મહાન ત્યાગ, અલૌકિક પ્રેમ, અભૂતપૂર્વ ઉત્કંઠા અને ભગવાનને માટે વિલક્ષણ તલસાટ હતો. તેમનો અવતાર સંસારના કલ્યાણ માટે જ થયો હતો. તે મહાપુરુષના જીવનથી આરંભી અત્યાર સુધીમાં અસંખ્ય જીવોનું કલ્યાણ થયું છે. અને આગળ પણ થશે. આવા મહાપુરુષનું જીવન કલ્યાણની ઇચ્છા રાખનાર જીવોને માટે વિશ્વાસપાત્ર માર્ગદર્શક બની રહેશે.

શ્રી ચૈતન્યદેવનો જન્મકાળ તા. ૧૮-૨-૧૪૮૬નો, તેમ જ તિરોધાન કાળ ઈ. સ. ૧૫૩૪નો નોંધાયો છે. 'શ્રી ચૈતન્યદેવ' ગ્રંથના ઉપસંહારમાં એમના જીવનની ટૂંકી નોંધ આપી છેઃ 'એ રીતે શ્રીમહાપ્રભુજીએ પહેલા ચોવીસ વર્ષ ગૃહસ્થલીલાનો અભિનય કર્યો, પછીના ચોવીસ વર્ષ સંન્યાસલીલામાં પસાર કર્યાં; તેમાંનાં પહેલાં ૭ વર્ષ સંન્યાસી આચાર્ય તરીકે સમસ્ત ભારતમાં શુદ્ધ ભક્તિનો પ્રચાર કર્યો છે. પછીનાં ૭ વર્ષ ભક્તજનો સાથે નિવાસ કર્યો અને છેવટનાં બાર વર્ષમાં પોતાના અંતરંગ ભક્તોને ભક્તિરસનો આસ્વાદ ચખાડ્યો.' આમ તેમની જીવનલીલા અડતાલીસ વર્ષ સુધી પ્રગટ રહી છે. લેખક

## અનુક્રમ

# ૧ : બાલક વિશ્વંભર

दीपार्चिरेव हि दशान्तरमभ्युपेत्य
दीपायते विवृतिहेतुसमानधर्मा ।
यस्तादृगेव हि च विष्णुतया विभाति
गोविन्दमादिपुरुषं तमहं भजामि ॥

જેમ એક દીવાની જ્યોતિ બીજા કોડિયાઓની દિવેટમાં પ્રવેશીને પોતાના જેવા જ બીજા અનેક દીવાઓરૂપે પ્રકટે છે, તેવી જ રીતે જે એક આદિ પુરુષ વિશ્વના સમસ્ત પ્રાણી-પદાર્થોમાં પ્રવેશીને પ્રકાશી રહ્યા છે, તે ગોવિંદને હું ભજું છું.

શકે ૧૪૦૭ના ફાગણ માસની પૂર્ણિમા તા. ૧૮-૨-૧૪૮૬ એ વિષ્ણુભક્તો માટે આનંદદાયક પવિત્ર દિવસ ગણાયો છે.

ફાગણની પૂર્ણિમા એટલે હોળીનો દિવસ હતો, સાથે ચંદ્રગ્રહણ પણ હતું. સમીસાંજે હોળી પ્રગટ થઈ. ભક્તજનોએ ભગવાનના ભક્તજન પ્રહ્લાદનો જય મનાવ્યો.

ગૌડ પ્રદેશના નવદ્વીપમાં ગંગાનદીનાં પવિત્ર જળ વહે છે. એ નવદ્વીપમાં માયાપુર નામે ગામ હતું. તેમાં પંડિત જગન્નાથ મિશ્ર અને શચિદેવી નામનું એક પવિત્ર યુગલ રહેતું હતું. શચિદેવીએ આઠ કન્યાઓને જન્મ આપ્યો હતો, પણ તે બધી નાની ઉંમરમાં જ ચાલી ગઈ હતી. તે પછી એમણે 'વિશ્વરૂપ' નામે પુત્રને જન્મ આપ્યો.

તે પછી દશ વર્ષ પછી શચિદેવીએ ઉપરના મંગળ દિવસે એક બીજા પુત્રને જન્મ આપ્યો. એક બાજુ જ્યારે રાહુ ચંદ્રને ગળી ગયો હતો, ત્યારે બીજી બાજુ ચૈતન્યરૂપી ચંદ્ર પ્રગટ થતો હતો.

પરમાત્માની દીપજ્યોતિ સમાન પરગણા નમાનતા પ્રગટી રહી હતી

પંડિત જગન્નાથ મિશ્ર સંસ્કૃતના ધુરંધર વિદ્વાન અને ભક્તજન હતા નદિયામાં પુરંદર મિશ્ર નામથી તેમની ખ્યાતિ હતી શચિદેવીના પિતા પંડિત નીલાંબર ચક્રવર્તી નદિયાના સુપ્રસિદ્ધ જ્યોતિષી હતા તેમની નાની કન્યાનાં લગ્ન શ્રી ચંદ્રશેખર આચાર્યરત્ન સાથે થયું હતું

માતપિતાના સંસ્કારનાં આ પુત્રને જન્મતાની સાથે જ મળે છે 'હરિ બોલ'ના મધુર ધ્વનિ તેના કાન પર પડે છે તેના સુંદર વાંકડિયા વાળ, તેનું ગૌર મનોહર વદન અને અમી વરસાવતી તેની વિશાળ આંખો માયાપુરમાં સૌને તેનું આકર્ષણ જાગ્યું છે સૌ તેને રમાડી ખેલાવી નિર્દોષ આનંદ માણે છે

શ્રી નીલાંબર ચક્રવર્તીએ બાળકની જન્મકુંડળી બનાવી અને ગ્રહોનું ફળ જોઈને તે ખૂબ જ આનંદ પામ્યા તેમણે જણાવ્યું કે, આ બાળક મહાન થશે તેના દ્વારા અસંખ્ય જીવોનું કલ્યાણ થશે તેના ગ્રહોથી થયેલો રાજયોગ સ્પષ્ટ બતાવે છે કે, તે એક અસાધારણ મહાપુરુષ છે રાશિ અને નક્ષત્રને અનુસરીને તેનું નામ 'વિશ્વંભર' રાખવામાં આવ્યું, પરંતુ તેના આકર્ષક સુંદર દેહને જોઈને બધા તેને 'ગૌરાંગ' કહેતા હતા માતાએ તેનું લાડકવાયું નામ રાખ્યું હતું 'નિમાઈ' એક તો નીમ એટલે લીમડાના વૃક્ષની નીચે તેનો જન્મ થયો હતો તેમ જ લીમડો યમના દૂતોને પાછા વાળે છે, એ પ્રકારની માન્યતા છે, તે ઉપરથી આ લાડકા નામની પસંદગી થઈ

પુત્રની પરીક્ષા કરવા માટે તેમના પિતાએ એક પાટલા પર સોનું, અન્ન, વસ્ત્ર, અસ્ત્ર, લેખણ અને ભાગવત ગ્રંથ આટલી વસ્તુઓ મૂકી અને તેમાંથી કોઈ પણ એક ચીજ ઉપાડવા વિશ્વંભરને જણાવ્યું ચળકતી અને સારી દેખાતી ચીજ ઉપાડવાને બદલે તે

બાળકે નાના કોમળ હાથે ભાગવત ગ્રંથ ઉપાડ્યો, તેથી સૌ પ્રસન્ન થયા અને હર્ષથી કહેવા લાગ્યા કે, નિમાઈ ઘણો મોટો પંડિત થશે

નિમાઈ ચાલતો થતા નાના બાળકો સાથે તે રખડવા ચાલ્યો જતો, તેથી માતા શચિને વિશેષ ચિંતા થતી એક વખતે નિમાઈ વાગમાં જઈ પહોચ્યો, ત્યાં એક સાપ ગૂંચળું વળીને પડ્યો હતો નિમાઈ તેની પાસે જઈ પહોચ્યો તે બાળકનો સુંદર ચમકતો દેહ જોઈને, તે સાપ તેના દેહને વીંટાઈને ફેણ કરીને ડોલવા લાગ્યો થોડીવારે શચિમાતા અને જગન્નાથ મિશ્ર પોતાના બાળકને શોધતા ત્યાં આવી પહોચ્યા અને એ દૃશ્ય જોઈને થભીજ ગયા 'નિમાઈનો એક હાથ ફેણ ઉપર હતો અને બીજો જમીન પર ટેકવેલો હતો સાપ તેના પગે વીંટાઈને શાનોમાનો પડ્યો હતો સૂર્યના પ્રકાશમાં તેનું કાળુ શરીર ચમકી રહ્યું હતું નિમાઈ હસી રહ્યો હતો ' આ જોઈ માતા અને પિતાથી એક કારમી ચીસ નખાઈ ગઈ અને તે અવાજ સાભળીને સર્પ ચાલ્યો ગયો શચિમાતાએ નિમાઈને છાતી સરસો ચાપી દીધો, આડોશીપાડોશી પણ ભેગા થઈ ગયા હતા નિમાઈને ગોમૂત્ર, ગોમય વગેરે જળથી સ્નાન કરાવ્યું અને તેના શરીર પર ગાયનું પૂછડું ફેરવી ભગવાનના બાર આયુષ્યરક્ષક નામોનું સ્મરણ કરવામાં આવ્યું

આની જ એક બીજી ઘટના પણ બની નિમાઈ સાંગ વસ્ત્ર ભૂષણ પહેરી શેરીમાં એકલો ફરતો હતો તેને જોઈ એક ચોરની દાનત બગડી તેણે નિમાઈને ખભા પર ઉપાડી લીધો થોડે દૂર ગયા પછી તેની નજર તે બાળકના ગોરા મોઢા પર પડી નિમાઈ તો મંદમંદ હસતો હતો તેના કોમળ પગ ચોરના ગળા પર લટકતા હતા ચોરની મતિ શુદ્ધ થઈ ગઈ તેનું હૃદય પાણીપાણી થઈ ગયું હતું તે તરત જ પાછો ફર્યો અને નિમાઈને ઘરના વાડામાં મૂકીને ચાલ્યો ગયો

આ બાજુ નિમાઈની શોધમાં દોડાદોડ થઈ રહી હતી. તેનો મોટો ભાઈ વિશ્વરૂપ તેને શોધતો ઘણે દૂર જઈ આવ્યો. માતા શચિ પણ બેબાકળાં બની ગયાં હતાં. ત્યાં નિમાઈ વાડામાં રમતો જોવામાં આવ્યો. જગન્નાથ મિશ્રે ત્યાં જઈ હર્ષથી પોતાના બાળકને ઉપાડી લીધો.

બાળપણમાં જ નિમાઈના પ્રભાવથી સાપ અને ચોર જેવાના મનનું પરિવર્તન થયું, તો પછી તે મોટો થઈને ભક્તજનના હૃદયનું પરિવર્તન કરનાર થાય તેમાં નવાઈ જ શું છે?

વિશ્વરૂપ નિમાઈ કરતાં દશેક વર્ષ મોટો હતો. નાનાભાઈ પર તેને ખૂબ જ ભાવ હતો. તે પાસેની શ્રીઅદ્વૈતાચાર્યની પાઠશાળામાં ભણવા જતો હતો. એક વાર ભોજનનો સમય થઈ ગયો છતાં વિશ્વરૂપ ઘેર ન આવ્યો, તેથી શચિમાતાએ નિમાઈને કહ્યું કે, 'બેટા, જાને તારા મોટાભાઈને બોલાવી લાવ.'

નાની પગલીઓ ભરતો નિમાઈ પાઠશાળામા પહોંચી ગયો. શ્રીઅદ્વૈતાચાર્ય તે વખતે ભાગવતમાની કૃષ્ણની બાળલીલા ગાઈ રહ્યા હતા. કૃષ્ણના બાલસ્વરૂપનું વર્ણન સંભળાવતાં, પ્રેમથી તેમનું હૈયું ભરાઈ ગયું, ત્યાં નિમાઈને જોતાં જ તે મુગ્ધ બની ગયા. નિમાઈ મોટાભાઈના ખોળામાં બેસી ગયો અને મીઠી વાણીથી કહેવા લાગ્યો: 'ભાઈ ચાલોને, બા બોલાવે છે.'

આચાર્યને પ્રણામ કરી, વિશ્વરૂપ ચાલ્યો અને નિમાઈ તેની ધોતલીનો છેડો પકડીને દોરતા હતા. શ્રીઅદ્વૈતાચાર્યનું હૃદય તે બાળકે હરી લીધું. આચાર્ય તેને જતો જોઈ જ રહ્યા. નિમાઈએ પણ પોતાની નિર્દોષ શરમાળ દૃષ્ટિથી આચાર્યનું હૃદય મુગ્ધ કર્યું હતું. આચાર્યની ઇચ્છાથી વિશ્વરૂપ નિમાઈને ઘણીવાર પોતાની સાથે લાવતા. વિશ્વરૂપ અને અદ્વૈતાચાર્ય આમ નિમાઈના જાણે ભક્તજન બની ગયા હતા.

નિમાઈનો અક્ષરારંભ કરાવનાર પહેલા ગુરુ તેના પિતા હતા.

તેને લખવા માટે હાથમાં પાટી અને પલાળેલી ખડી ભરેલો ખડિયો આપ્યો. પિતાના ઘૂંટેલા અક્ષરો પર બાળકે ઘૂંટવા માંડ્યું. થોડા જ દિવસોમાં તેને બધા અક્ષરો આવડી ગયા અને તે લખતો વાંચતો થઈ ગયો. પંડિત જગન્નાથ મિશ્ર તેની મધુર વાણી અને અક્ષરના સુંદર મરોડ જોઈ, ખૂબ જ પ્રસન્ન થતા હતા.

પાંચમે વર્ષે જ નિમાઈને જનોઈ આપવામાં આવ્યું. માયાપુરમાં વ્યાકરણની પાઠશાળા હતી. પંડિત ગંગાદાસ પાસે નિમાઈએ વ્યાકરણ ભણવાની શરૂઆત કરી. બીજાં બાળકો પાણિનિનાં સૂત્રો ગોખે એ સાંભળવાથી જ નિમાઈને તે યાદ થઈ જતાં. તેની કુશાગ્ર બુદ્ધિથી ગુરુને ખૂબ જ આનંદ થયો. થોડા જ વખતમાં નિમાઈએ વ્યાકરણ ઉપરાંત ન્યાય અને સાહિત્યનું જ્ઞાન પણ મેળવી લીધું.

બાળપણથી જ વિશ્વરૂપના મનમાં સંસારનો રસ રહ્યો ન હતો. એથી એનું ચિત્ત બીજાં શાસ્ત્રોમાં ન લાગતાં, ભાગવતમાં લાગેલું રહેતું. તેના ગુરુ અદ્વૈતાચાર્ય પણ ભક્તિથી રંગાયેલા હતા. તેમના પિતા શ્રીકુબેર તર્કપંચાનન એક નાનકડા રાજ્યના રાજપંડિત હતા. માતા અને પિતા સંસ્કારી હતાં; પરંતુ અદ્વૈતાચાર્યને બાલપણમાં જ મૂકીને તે બન્ને સ્વર્ગે સિધાવ્યાં હતાં. તે પછી આને એક પુણ્યયોગ માનીને બાળક અદ્વૈતાચાર્ય તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા. મદુરામાં તેમને શ્રીમાધવેંદ્રપુરી મહારાજનાં દર્શન થયાં અને તેમણે આ સંસ્કારી બાળકને કૃષ્ણમંત્રની દીક્ષા આપી. તેમની આજ્ઞા માથે ચઢાવી અદ્વૈતાચાર્ય ગૌડ દેશ પાછા ફર્યા અને શાંતિપુરમાં આવીને વસ્યા. પિતાની સંપત્તિ અને પ્રતિષ્ઠા સારાં હતાં, તેથી નારાયણપુરના પંડિત નૃસિંહ ભાદુડીની પુત્રી સીતા ઠાકુરાણી સાથે અદ્વૈતાચાર્યનાં લગ્ન થયાં. તેમનામાં ભક્તિની સાથે સાથે હૃદયનું ઔદાર્ય પણ હતું. એથી તેમણે હરિદાસ નામના એક યવન બાળકને પોતાને ઘેર આશ્રય આપ્યો

હતો; આથી બીજા પંડિતો તેમના પર ખૂબ જ નારાજ રહેતા.

નિમાઈના મોટાભાઈ વિશ્વરૂપને પોતાના ભાગ્યયોગે અદ્વૈતાચાર્ય ગુરુ મળ્યા હતા. ભક્તિના રંગ સાથે સંસારનો વૈરાગ્ય ભળે, તો ભક્તજનનું જીવન સફળ બને. વિશ્વરૂપ મોટા થતાં, તેના પિતાએ તેનું લગ્ન કરવાની ગોઠવણ કરી. વિશ્વરૂપ કાંઈ બોલી શક્યા નહિ. તે એટલા તો વિનયી અને શરમાળ હતા કે પિતાજીને પોતાનો વિચાર જણાવી શક્યા નહિ. પણ પોતાના લગ્નની તૈયારીઓ થતી જોઈ વહેલી સવારે ઘેરથી ચાલી નીકળ્યા. ગંગાનદી પાર કરી, તેઓ કઈ દિશામાં ગયા તેની કોઈને ખબર પડી નહિ. તેમણે સંન્યાસની દીક્ષા લઈ લીધી અને 'શંકરારણ્ય' નામ ધારણ કર્યું. વિશ્વરૂપના ચાલ્યા જવાથી માતા શચિ અને પંડિત જગન્નાથ મિશ્ર ખૂબ જ દુઃખી થઈ ગયાં. નિમાઈએ પણ હવે બાળપણની ચંચળતા છોડી દીધી હતી અને તે ભણવામાં વિશેષ ધ્યાન આપતો હતો; પરંતુ પિતાજીના મન પર તેની ઊંધી અસર થઈ. નિમાઈને ગંભીર અને શાણો જોઈ, તે પણ સંન્યાસી બની જશે એમ તેમને શંકા ગઈ અને તેથી નિમાઈને પાઠશાળામાંથી ઉઠાડી લીધો.

નિમાઈને આ ગમ્યું તો નહિ, પણ તેનામાં બાળપણની ચંચળ વૃત્તિ જાગી ઊઠી અને તેનાં તોફાનમસ્તી શરૂ થઈ ગયાં. છોકરાને સાથે લઈ તે ગંગાજીના ઘાટે જતા અને પાણી ઉછાળી રમતો રમતા. માટીના લાડુ બનાવી, પંડિતોની ઝોળીમાં ભરી દેતા. કિનારે સ્નાન કરી સંધ્યા કરતા બ્રાહ્મણોને પાણી ઉછાળી હેરાન કરતા હતા. તેમનાં તોફાનમસ્તીથી કંટાળી, પંડિતો મિશ્રજીને ફરિયાદ કરતા અને પંડિત પોતાના પુત્રને મીઠો ઠપકો આપતા.

નિમાઈના ઘરના વાડામાં ઉકરડો હતો. ત્યાં એંઠાં-જૂઠાં, માટીનાં ફૂટેલાં વાસણ નાખવામાં આવતાં. એકવાર ચંચળ નિમાઈ તેની પર જઈને બેસી ગયા. માટલાં પરની કાળી મેશથી પોતાના આખા

શરીરે ટીલા કર્યા એકાદ હાથીનો કાકલો ગળામા ભરાવ્યો અને માટલીના ઠીકરા હાથમા લઈ, કરતાન બજાવતા 'હરિ હરિ બોલ' ગાવા લાગ્યા રસ્તે જતા માણસો એ રમૂજી દશ્ય જોઈને આનંદ પામતા અને ઘડીભર નિમાઈને જોઈ રહેતા નિમાઈ તેના એ નાચગાનમા મસ્ત હતા તેને કાઈ દુનિયાની પડી નહોતી ૯

નિમાઈનો આવો ઢગ જોઈ એક સ્નેહીજને શચિમાતાને ખબર આપી અને તે દોડતા ત્યા આવી પહોચ્યા અને આવા અપવિત્ર સ્થાને બેસવા માટે નિમાઈને ઠપકો આપવા લાગ્યા એટલે નિમાઈએ જણાવ્યુ 'મા, આ ઠીકરા અપવિત્ર શાથી? તેમા તો ભગવાનની પ્રસાદી તૈયાર થઈ છે ભના! ભગવાનની ચીજો અપવિત્ર થાય ખરી? અને ધારો કે થાય, તો હરિના નામથી બધુ પવિત્ર થઈ જાય, એટલે હરિનુ નામ બોલી, આ બધી ચીજોને પવિત્ર બનાવુ છુ'

ભલાભોળા માતા કાઈ જવાબ આપી શક્યા નહિ તેમને બાળકની વાણીમા ડહાપણ દેખાતું હતુ તેમને કાઈ ન સૂઝ્યુ, એટલે નિમાઈને ધમકીના શબ્દો કહેવા લાગ્યા 'નિમાઈ, તારુ તોફાન બહુ વધી ગયુ છે તારા પિતા પણ તારાથી નાસી ગયા છે હવે તું આ તોફાનો બધ કર'

તે સાભળી નિમાઈ ખડખડાટ હસી પડ્યા તેમણે જણાવ્યુ કે 'મા, મારી એક શરત માને, તો આ તોફાન બધ કરી દઉ! પિતાજીએ મને ભણવાનુ બધ કરાવ્યુ છે એટલે મારે હવે શુ કરવુ, તે તુ જ કહે!'

માતાએ કહ્યુ 'ઠીક છે, અત્યારે તો આ ઉકરડા પરથી બહાર નીકળ પછી તારા પિતાજીને સમજાવી, તને ભણવા મોકલીશુ'

એ વાત સાભળી, નિમાઈ ખૂબ જ રાજી થયા તેમણે ઠીકરા ફેકી દીધા અને નાહી ધોઈ ભણવા માટે તૈયાર થઈ ગયા.

શચિમાતાએ પંડિત જગન્નાથ મિશ્રને સમજાવી, તેમને ફરીથી પાઠશાળામાં મોકલવા માંડ્યા. બાળકનું મન ભણવામાં લાગી ગયું અને તેમનાં તોફાન ઓછાં થઈ ગયા.

નિમાઈ હવે નિયમિત ભણવા જતા હતા અને રોજ આવીને પિતાજીના ચરણોમાં પ્રણામ કરતા હતા. એક દિવસ તેમણે જોયું કે, પિતાજીને તાવ આવ્યો હતો. નિમાઈ પિતાજીની પાટ પર બેસી ગયા અને પિતાજીને માથે હાથ ફેરવવા લાગ્યા. થોડીવારે મિશ્રજીએ આંખો ખોલી અને નિમાઈના હાથથી પાણી પીધુ. નિમાઈએ ગદ-ગદ સ્વરે પૂછ્યું: 'પિતાજી, હવે આપને કેમ છે?'

મિશ્રજીએ સંતોષથી નિમાઈના મુખ સામુ જોયુ અને પૂછ્યું: 'બેટા, હવે મને સારું છે; પણ તું ભણવા નથી ગયો?'

નિમાઈએ હસતા હસતા જણાવ્યું: 'પિતાજી! જ્યા સુધી આપને સારું નહિ થાય, ત્યા સુધી હુ ભણવા નહિ જાઉં.'

જગન્નાથ મિશ્ર તે સાભળીને ખૂબ જ રાજી થયા અને આંખ મીંચીને સૂઈ ગયા. નિમાઈ ચૂપચાપ તેમની પાસે બેસી રહ્યા. તેમણે ભણવા જવાનું છોડી દીધુ અને માતાની આજ્ઞા પ્રમાણે પિતાની સેવામાં લાગી ગયા.

દિવસે દિવસે મિશ્રજીની માંદગી વધતી રહી. તેમણે જીવવાની આશા છોડી દીધી. તેમને પોતાનો અંતિમ સમય નજીક આવતો જણાયો, તેથી શચિદેવીને પાસે બોલાવી કહ્યું:

'હવે હું જીવી શકું એવી મને આશા નથી, તો જેવી પ્રભુની મરજી! તમને હુ કાંઈ સુખ આપી શક્યો નથી. ભાઈ વિશ્વરૂપ ચાલ્યો ગયો, ત્યારથી તો હું હતાશ થઈ ગયો હતો. વિશ્વંભર (નિમાઈ) હજી નાનો છે; નિર્દોષ છે. તેનું બરાબર ધ્યાન રાખજો.'

એટલુ બોલતાં, તો તેમના શ્વાસ ચડવા લાગ્યા. તેઓ વિશેષ

કાઈ બોલી શક્યા નહિ શચિમાતા તો ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા નિમાઈએ મીઠી વાણીથી માતાને દિલાસો આપ્યો મિશ્રજીને છેલ્લા શ્વાસ ચાલતા હતા અને તેમને પાટ પરથી નીચે ઉતારવામા આવ્યા તેમણે મંદ સ્વરે જણાવ્યું કે, 'મને ભાગીરથીને કિનારે લઈ જાઓ ' એક ઝોળીમા નાખીને તેમને નિમાઈ તથા બીજા કુટુબીજનો ભાગીરથીને કિનારે લઈ ગયા

નિમાઈએ પિતાજીને વદન કર્યા અને પૂછ્યુ 'પિતાજી, આપ તો જાઓ છો, પણ મને આપ કોના હાથમા સોપતા જાઓ છો?' મિશ્રજીએ પોતાનો દૂબળો હાથ નિમાઈના મસ્તક પર ફેરવ્યો અને જણાવ્યુ 'નિમાઈ, ભગવાન વિશ્વભરના હાથમા તને સોપતો જાઉ છુ, તે જ તારુ રક્ષણ કરશે '

એ વાણી બોલતા બોલતા પડિત જગન્નાથ મિશ્રે પોતાના નશ્વર દેહનો ત્યાગ કર્યો સગાસબધી જનોએ તેમના દેહને ભાગીરથીમા સ્નાન કરાવ્યુ અને નિમાઈના હાથે તેનો અગ્નિસસ્કાર થતા, દેહ ભસ્મીભૂત થઈ ગયો

શચિમાતાને તો સખત વજ્રાઘાત થયો હતો નિમાઈ તેમને ખૂબ જ આશ્વાસન આપતા હતા અને 'હરિ બોલ'ની ધૂન મચાવી તેમનુ દુખ હળવુ કરતા હતા હવે તેઓ બધા શાસ્ત્રોમા ઠીક ઠીક હોશિયાર થઈ ગયા હતા એથી પડિત ગગાદાસજીએ તેમના પર અગાધ પ્રેમને લીધે પોતાની જ પાઠશાળામા તેમને અધ્યાપક નીમ્યા અને આ ચૌદ પદર વર્ષનો બાળક અધ્યાપક બન્યો તેની કુશાગ્ર બુદ્ધિ અને શાસ્ત્રો સમજવાની ગભીરતા જોઈને બધા વિદ્વાનો મત્રમુગ્ધ બની જતા હતા

શ્રી ગૌરાગ સ્મરણ મગલ સ્તોત્રમા નિમાઈના એ અદ્ભુત બાલચરિતનુ સક્ષેપમા વર્ણન કરતા જણાવ્યું છે કે,

पौगंडादौ द्विजगणगृहे चापलं यो वितन्वन्
विद्यारंभे शिशुपरिवृतो जाह्नवी स्नानकाले ।
वारिक्षेपैर्द्विजकुलपतीन् चालयामास सर्वान्
तं गौरांगं परमचपलं कौतुकीशं स्मरामि ॥

બાલ્યાવસ્થામા જેઓ ફળિયાના બ્રાહ્મણોના ઘેર તોફાનમસ્તી કરતા, પાઠશાળામા ભણવા ગયા હોય ત્યાંથી બીજા કુમારોની સાથે ગંગાતટે ચાલ્યા જઈ ત્યાં ધ્યાન-ઉપાસના કરતા, પંડિતો ઉપર પાણીના છાંટા ઉડાડવાની ગમ્મત કરી તેમને પજવતા એવા પરમ ખેલાડી, અત્યંત ચપળ એ ગૌરાંગ પ્રભુનુ હુ સ્મરણ કરું છુ.

संन्यासार्थे गतवति गृहाद् अग्रजे विश्वरूपे
मिष्टालापैर्व्यथितजनकं तोषयामास तूर्णम् ।
मातुः शोकं पितरि विगते सान्त्वयामास यश्च
तं गौरांगं परमसुखदं मातृभक्तं स्मरामि ॥

જ્યારે મોટાભાઈ વિશ્વરૂપ સંન્યાસદીક્ષા લેવા માટે ઘર છોડીને ચાલ્યા ગયા, ત્યારે તે વિશ્વંભર-નિમાઈએ ખૂબ જ મીઠાં વચનોથી પોતાના પિતાને આશ્વાસન આપી તેમનું દુઃખ હળવું કર્યું. તે પિતાજી પણ થોડો કાળ જીવીને ચાલ્યા ગયા અને તેથી શચિમાતાના હૃદય પર વજ્રાઘાત જેટલું દુઃખ આવી પડ્યું. નિમાઈએ પોતાની શચિમાતાને એ વિકટ દુઃખમાં પણ આશ્વાસન આપ્યું; એ રીતે સર્વ જનોને સુખ આપનાર અને માતાપિતાની સેવા કરનાર માતૃભક્ત ગૌરાંગ ચૈતન્યનું હું સ્મરણ કરું છું.

## ૨ : નિમાઈ પંડિત

वेदस्याध्ययनं कृतं परिचितं शास्त्रं पुराणं स्मृतम् ;
सर्वं व्यर्थमिदं पदं न कमलाकान्तस्य चेत् कीर्तितम् ।
उत्खातं सदृशीकृतं विरचितः सेकोऽम्भसा भूयसा
सर्वं निष्फलमालवालवलये क्षिप्तं न बीजं यदि ॥
(સુભાષિત રત્નભાંડાગાર)

જેમ જમીનને બરાબર ખેડી હોય, ખાડાટેકરા દૂર કરી સુંદર સરખી કરી હોય અને ખૂબ પાણી પણ પાયું હોય, છતાં જો તેમાં ધાન્યનાં બીજ વાવ્યાં ન હોય તો તે બધું વ્યર્થ છે, તેમ વેદોનું અધ્યયન કર્યું હોય, શાસ્ત્રો-પુરાણો વગેરે યાદ કર્યું હોય છતાં જો કમલાપતિ ભગવાનના ચરણકમળનાં ગુણગાન ન કર્યાં હોય તો તે બધું વ્યર્થ જ છે.

નિમાઈ પંડિતના સમયમાં નદિયા સંસ્કૃત વિદ્યાનું ઉત્તમ ધામ હતું. મિથિલામાં રહીને ન્યાયનો આખો ગ્રંથ કંઠે કરી તેનો ઓરિસ્સા અને બંગાળમાં પ્રચાર કરનાર પંડિત વાસુદેવ સાર્વભૌમ નદિયાની એક પાઠશાળામાં ભણાવતા હતા. નિમાઈના ગુરુ પંડિત ગંગાદાસ વ્યાકરણના પંડિત હતા; તેમ જ રામચંદ્ર નૈયાયિક, સાર્વભૌમ વિદ્યાવાગીશ, મહેશ્વર વિશારદ, નીલાંબર ચક્રવર્તી, ભક્તવિદ્વાન અદ્વૈતાચાર્ય વગેરે પ્રસિદ્ધ વિદ્વાનો નદિયાની પાઠશાળાઓમાં અનેક વિદ્યાર્થીઓને ભણાવતા હતા.

આ બધા વિદ્વાનોમાં પંડિત વાસુદેવ સાર્વભૌમનું સ્થાન ઘણું ઊંચું હતું. તેમની પાઠશાળામાં સેંકડો વિદ્યાર્થીઓ ભણવા આવતા હતા. તે પાઠશાળામાં ભણેલા વિદ્યાર્થીઓમાં કેટલાક પ્રસિદ્ધ નૈયાયિકો થયા છે. નવ્યન્યાય પર 'જાગદીશી' નામની ટીકા લખનાર પંડિત જગદીશના ગુરુ ભવાનંદ ત્યાં ભણ્યા હતા. 'દીધિતિ' ગ્રંથ લખનાર

પંડિત રઘુનાથજી તે જ પાઠશાળામાં ભણતા હતા. તે ઉપરાંત પંડિત ગંગાદાસજીની પાઠશાળામાં ભણનારા પંડિત નિમાઈના સહાધ્યાયીઓમાં કવિ મુરારિ ગુપ્ત, કમલાકાન્ત અને તંત્રશાસ્ત્રના આચાર્ય કૃષ્ણાનંદ વગેરે હતા.

મુરારિ પંડિત હોવા ઉપરાંત વિષ્ણુભક્ત હતા. તેમની સાથે વાદવિવાદ કરવામાં અને તેમને ચીડવવામાં પંડિત નિમાઈને અનેરો આનંદ મળતો હતો. મુરારિ પંડિત ઉંમરે મોટા હોવાથી નિમાઈ તેમની મર્યાદા સાચવતા અને તેમની પ્રશંસા પણ કરતા; પરંતુ નિમાઈની કટાક્ષવાણી મુરારિ પંડિતને ખૂબ અસર કરતી હતી! નિમાઈ પંડિત રઘુનાથજી સાથે પણ પણ નિકટ પરિચયમાં આવતા હતા. બંને મિત્રો રોજ મળતા અને ન્યાયશાસ્ત્રની ચર્ચા કરતા. પંડિત રઘુનાથને ખાતરી થઈ હતી કે, 'મારી સાથે ન્યાયશાસ્ત્રમાં પંડિત નિમાઈ સિવાય બીજું કોઈ સ્પર્ધા કરી શકે તેમ નથી.' તેમને થતું કે પંડિત નિમાઈ મારાથી પણ આગળ વધી જશે; આથી તેમના દિલમાં નિમાઈ પ્રત્યે ઈર્ષા ઉત્પન્ન થઈ હતી.

એક દિવસ પંડિત રઘુનાથ પાઠશાળામાં જોવામાં ન આવતાં નિમાઈ તેમના ઘેર ગયા. રઘુનાથ ભોજન બનાવતા હતા. લાકડાં ભીનાં હોવાથી તેમાંથી ધુમાડો નીકળતો હતો. પંડિત વારંવાર અગ્નિને ફૂંકતા હતા, આ બધાથી આંખો લાલ લાલ થઈ ગઈ હતી. હસતાં હસતાં જ નિમાઈએ તેમને પૂછ્યું :

'પંડિતજી! આજે ખરા બપોરે કેમ રસોઈ બનાવો છો?'

અગ્નિને ફૂંકતાં ફૂંકતાં જ રઘુનાથે જણાવ્યું કે, 'શું કહું ભાઈ! ગુરુજીએ ન્યાયની એક પંક્તિ આપી હતી, તેને સમજીને બેસાડવામાં આટલો બધો વખત ચાલ્યો ગયો, ગુરુજીને તે સંભળાવીને હમણાં જ આવ્યો.'

'જરા મને પણ એ પંક્તિ સંભળાવોને, કેવી અઘરી છે, તે

ખમ૨ તો પડે ' રઘુનાથે ન્યાસની એ પક્તિ સભળાની કે તરત જ તેને સરળતાથી સમજાવી નિમાઈ એ કહ્યુ ' 'અરે પડિતરાજ, આની સરળ પંક્તિમા આટલા બધા ગભરાઈ ગના ?'

નિમાઈ પડિતે તો આ બધુ સરળતાથી જણાવ્યુ, પણ રઘુનાથ તો સ્તબ્ધ જ થઈ ગયા તેમનુ તેજ હણાઈ ગયુ રસોઈ બનાવવાનુ પણ તેમને સુઝયુ નહિ સરલ નિમાઈ તો હસતા હસતા ચાલ્યા ગયા, તેમના મનમા કઈ ઈર્ષા હતી જ નહિ

ફરી એક વખત ભાગીરથીનદીમા નાવ પર તે બને પડિતોની મુલાકાત થઈ ગઈ પડિત રઘુનાથજી તે વખતે નવ્યન્યાય (ન્યાય શાસ્ત્ર) પર ગ્રથ લખતા હતા, જે ગ્રથ આજે 'દીધિતિ' નામથી પ્રખ્યાત છે નવ્યન્યાયનો આ જટિન ગ્રથ ગણાય છે પડિત રઘુનાથને અભિમાન હતુ કે, મારો આ ગ્રથ અદ્વિતીય ગણાશે' તેમના સાભળવામા આવ્યુ હતુ કે 'નિમાઈ પણ ન્યાય પર એક ગ્રથ લખે છે

તક જોઈ ને રઘુનાથે પૂછ્યુ 'નિમાઈ, તમ ન્યાય પર ગ્રથ લખો છો એમ મે સાભળ્યુ છે, તો તે ગ્રથ મને બતાવશો ?'

નિમાઈ એ હસતા હસતા જ જણાવ્યુ 'અરે પડિતરાજ, આપ કેવી વાત કરો છો? ન્યાય જેવા જટિલ વિષય પર મારાથી શુ લખાય? માત્ર મનના વિનોદ ખાતર થોડુ લખ્યુ છે ખરુ

રઘુનાથે આગ્રહ કર્યો અને જણાવ્યુ કે, 'જો આપને વાધો ન હોય તો એ ગ્રથ મને જરૂર સભળાવો!

નિમાઈ પડિત વસ્ત્ર વીટેલ ગ્રથ કાઢ્યો અને સરળતાથી જણાવ્યુ કે આપ જેવા વિદ્વાન મારી કૃતિ સાભળવા માગો છો, તે મારા અહોભાગ્ય છે, તો સાભળો

નિમાઈ રઘુનાથને પોતાનો ગ્રથ સભળાવવા લાગ્યા જેમ

જેમ રઘુનાથ ગ્રંથ સાંભળતા ગયા, તેમ તેમની મનોવેદના વધતી જતી હતી. ઈર્ષ્યાથી તેમનું હૃદય ઘવાતું હતું. એ ગ્રંથની તુલનામાં પોતાનો ગ્રંથ કાંઈ હિસાબમાં જ નહોતો! છેવટે તેમનું હૈયું એટલું બધું ભરાઈ આવ્યું કે તેઓ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા. નિર્મળ હૃદયના નિમાઈ તેમના રડવાનું કારણ સમજી શક્યા નહિ. તેમણે પોતાનો ગ્રંથ બંધ કરી રઘુનાથને રડવાનું કારણ પૂછ્યું.

પંડિત રઘુનાથના હૃદયમાં ઈર્ષ્યા જાગી હતી; તે હવે ઢંકાય એમ નહોતી. તેમણે હૈયાછૂટી વાત કરી કે, 'ભાઈ નિમાઈ! તમે તો સરળ છો, મારા હૈયામાં તો ઈર્ષ્યા ભરી છે. તમારા આ ગ્રંથ આગળ મારો ગ્રંથ કાંઈ હિસાબમાં નથી. મારી મનની અભિલાષા મનમાં જ રહી ગઈ.'

સરળ નિમાઈ રઘુનાથના મનોભાવને સમજી ગયા. તેમના દુઃખને દૂર કરવાનો ઉપાય તેમની પાસે જ હતો. પોતાના ગ્રંથનાં એકેએક પાન તેમણે ભગવતી ભાગીરથીના જળમાં વહેવડાવવા માંડ્યાં. રઘુનાથ સમજી ન શક્યા. તેમણે નિમાઈને એમ કરતાં રોક્યા. હસતાં હસતાં નિમાઈએ જણાવ્યું કે, 'પંડિતરાજ, તમારી ઈર્ષ્યા ઓલવવા માટેનો આ એક જ ઉપાય છે કે મારો ગ્રંથ હું ભાગીરથીમાં વહેવડાવી દઉં.'

આ રીતે ન્યાયશાસ્ત્રનો એક અપૂર્વ ગ્રંથ ગંગાના જળમાં વહી ગયો અને રઘુનાથની ઈર્ષ્યાનાં દર્શન કરાવતો 'દીધિતિ' ગ્રંથ લેખકના હૃદય જેટલો જ જટિલ બનીને આજે વિદ્યાર્થીઓને મૂંઝવતો ઊભો છે.

નિમાઈના એ અપૂર્વ ત્યાગની વાત નદિયામાં ફેલાઈ ગઈ અને બધા તેમની સરળતાનાં વખાણ કરવા લાગ્યા. તેમની ભણાવવાની શૈલી અપૂર્વ હતી. ગોખાવવાનું તેમને પસંદ નહોતું. ગમે તેવો જટિલ વિષય હોય તોપણ તે સરળ રીતે વિદ્યાર્થીઓના મનમાં ઉતારી દેતા.

નદિયામાં મુકુંદ સંજય નામે એક વિદ્યાપ્રેમી ધનિક સદ્ગૃહસ્થ

રહેતા હતા તેમના 'ચંડીમંડપ'માં ઘણાં ઉત્સવકીર્તન વગેરે થતાં હતાં નિમાઈ પંડિત પર તેમને ખૂબ જ ભાવ હતો તેથી મુકુંદ સંજયના કહેવાથી નિમાઈ પંડિતે 'ચંડીમંડપ'માં જ પાઠશાળા શરૂ કરી ઉંમરમાં તે બધા પંડિતો કરતાં નાના હતા, છતાં તેમની શૈલી એવી સરળ અને સાદી હતી કે તેમની પાઠશાળામાં સેંકડો વિદ્યાર્થીઓ આવવા લાગ્યા આથી પંડિત રઘુનાથ જેવા સંકુચિત સ્વભાવના બીજા ઘણા પંડિતોના તે ઈર્ષ્યાપાત્ર બન્યા હતા બીજું તે પંડિત હતા પણ તેમનામાં ગંભીરતા, આડંબર, દેખાવ જેવું કાંઈ જ નહોતું તેઓ વિદ્યાર્થીઓની સાથે ટોળામાં ભળી જતા અને ચર્ચાસભાઓમાં પણ ભાગ લેતા પંડિતોની મજાક ઉડાવવામાં તેમને આનંદ આવતો હતો કોઈ વૈષ્ણવ સામો મળે કે સીધો જ તેને પ્રશ્ન કરતા 'किं तावत् वैष्णवत्वम्–વૈષ્ણવપણું એ શી વસ્તુ છે?' વૈષ્ણવ વિચારમાં ઊભો રહે, ત્યાં તો બીજો પ્રશ્ન પૂછે 'ऊर्ध्वपुण्ड्र किं स्यात्?' ઊંચું ટીલું કરે શું થાય?

તેમના આવા પ્રશ્નોથી બિચારો વૈષ્ણવ હેરાન હેરાન થઈ જાય નદિયાના વૈષ્ણવો નિમાઈને મળતા પણ ડરતા હતા કેટલાક તો કહેતા કે, 'ઘોર કળિયુગ આવ્યો છે પંડિતો પણ વૈષ્ણવોની નિંદા કરે છે બીજા વળી કહેતા 'આ નિમાઈને પંડિત કોણ કહે? એ તો રસિકશિરોમણિ છે' બીજા તેમાં ઉમેરતા કે 'નાની ઉંમરમાં પંડિત થવાનું આ પરિણામ'

પંડિત નિમાઈ તેમની વાતો તરફ ધ્યાન આપતા નહોતા તે તો કહેતા કે, 'લોકોને જે ધારવું હોય તે ધારે, લોકોને રીઝવવાનો ઇજારો મેં થોડો લીધો છે? મારા મનને પ્રસન્ન કરવાનું કામ મારું છે લોકો બકતા હોય, તો ભલે બકયા કરે

ભક્તકવિ અદ્વૈતાચાર્યની પાઠશાળામાં મુકુંદ દત્ત નામનો એક વિદ્યાર્થી ભણતો હતો તે મધુર ગીત ગાતો અને નામસંકીર્તન

કરતો, તેથી તેના પર બધા વૈષ્ણવોનો સારો પ્રેમ હતો પંડિત નિમાઈ તેને મનથી ચાહતા, પણ ચંચળ સ્વભાવને લીધે, તે તેને ચીડવતા પણ ખરા માર્ગમાં મળે કે તેનો હાથ પકડી એકાદ ન્યાય પંક્તિ પૂછે મુકુંદ દત્ત જણાવે કે, 'ભાઈ, મને માફ કરો હું તમારા ન્યાય વગેરે શાસ્ત્રમાં કાંઈ ન સમજું હું તો વૈષ્ણવ ગ્રંથોનો અભ્યાસ કરું છું'

ઉત્તર સાંભળીને નિમાઈ ખડખડાટ હસી પડતા અને પાછા દાવકા થઈને પૂછતા: 'ઠીક! ત્યારે વૈષ્ણવ શબ્દનો અર્થ શું? વૈષ્ણવના લક્ષણ શું?'

મુકુંદ શું ઉત્તર આપે? તે સરળતાથી જણાવતા કે, 'ભાઈ, હું હાર્યો અને તમે જીત્યા મને હવે છોડશો? તમારી સાથે મગજ-મારી કોણ કરે? તમારા માથામાં તો શાસ્ત્રાર્થનું જ ભૂત ભેરું છે' નિમાઈ તેને છોડી મૂકતા તેઓ વિદ્યાર્થીઓ સાથે ભાગીરથીને કિનારે ફરવા જતા ત્યાં પણ તેમની ધિંગામસ્તી ચાલુ જ હોય વિદ્યાર્થીઓ પર પાણી છાંટે, કોઈને ધક્કો મારી પોતે પાણીમાં પડી જાય

આમ એક દિવસ નિમાઈ પંડિત ગંગાકિનારે જતા હતા, ત્યાં મુકુંદ દત્ત દૂરથી દેખાયા. આ તોફાની ટોળું આવતું જોઈ, મુકુંદ જલદી જલદી બીજા રસ્તેથી જવા લાગ્યો, તે જોઈને નિમાઈ પંડિતે વિદ્યાર્થીઓને જણાવ્યું કે, 'જોઈ પેલા વૈષ્ણવ વિદ્યાર્થીની ચાલાકી, જાણે હું તેને જોતો જ નથી?'

એક વિદ્યાર્થીએ ઉમેર્યું કે, 'કાંઈ જરૂરી કામે જતો હશે' તે સાંભળી, નિમાઈ કહેવા લાગ્યા કે, 'જરૂરી કામ તો કશું નથી તે માને છે કે હું વૈષ્ણવ થઈને અવૈષ્ણવ લોકો સાથે નકામી વાતો શું કરવા કરું?' અને પછી મોટેથી કહેવા લાગ્યા કે, 'મુકુંદ દત્ત, અમારાથી કેટલા દહાડા આમ દૂર રહે છે, તે જોઈશું એમ ના

નમજતો કે તુ એકલો જ વૈષ્ણવ છે એક દિવસ અમે પણ વૈષ્ણવ થઈશું અને એવા વૈષ્ણવ થઈશું કે તમે બધા હમેશા પાછળ પાછળ ફરતા રહેશો '

મુકુંદ દત્તે તો જીવ બચ્યો જાણીને જ બીજો માર્ગ લીધો હતો તેમણે પોતાના ગુરુ અદ્વૈતાચાર્યને પણ નિમાઈની ચંચળતા વિ જણાવ્યું હતું ગુરુ બધાને આશ્વાસન આપતા જણાવતા હતા ક 'નિમાઈ પંડિત એક દિવસ વૈષ્ણવ થશે અને આપણા માર્ગદર્શ બનશે માટે ધીરજ રાખો

તેમની એ ભવિષ્યવાણી થોડા જ વખતમાં સાચી પડી નિમાઈ પંડિતના લગ્ન તેમની પાડોશમાં રહેતા પંડિત શ્રી વલ્લભા ચાર્યના પુત્રી શ્રી લક્ષ્મીદેવી સાથે થયા હતા શચિમાતાને એ લગ્નથ ખૂબ જ આનંદ થયો હતો પંડિત નિમાઈ અને લક્ષ્મીદેવી માતાન સારી રીતે સેવા કરતા હતા શચિમાતા સાક્ષાત્ પ્રેમની મૂર્તિ જેવા હતા તેઓ જે કોઈ પોતાને ઘેર આવે, તેનો સારી રીતે આદર સત્કાર કરતા હતા નિમાઈ પંડિતને પણ એકલા જમવું ગમતું નહોતું તેમની સાથે બેચાર મિત્રો અને અતિથિઓ જમનારા હોય જ! કોઈ કોઈ વાર તો પાંચ દશ અતિથિઓ પણ આવી પડે નિમાઈ પંડિત જાતે જઈને ભોજનની સાધનસામગ્રી લઈ આવે અને બધાને જમાડીને ખૂબ જ રાજી થાય સાધુ, વૈષ્ણવ, સંન્યાસી, ભિક્ષુ કોઈ પણ આવે, તે પંડિત નિમાઈને ત્યાંથી રાજી થઈને જ જાય લક્ષ્મીદેવી સાક્ષાત્ લક્ષ્મી જેવા હતા તેઓ સેવાશુશ્રૂષા વડે સૌને પ્રસન્ન કરતા હતા આમ નિમાઈ પંડિતનો ગૃહસ્થાશ્રમ આદર્શ કહી શકાય!

તે સમયે જગન્નાથપુરીમાં શ્રી માધવેન્દ્રપુરીજીના પટ્ટશિષ્ય ઈશ્વર પુરીજી હતા તેઓ એકવાર ફરતા ફરતા નવદ્વીપમાં શ્રી અદ્વૈતાચાર્યના અતિથિ બન્યા આચાર્યે તેમને ગુરુ તુલ્ય માનીને પોતાને ઘેર રાખ્યા

અને તેમની સેવાશુશ્રૂષા કરી આનંદ પામવા લાગ્યા. તેમણે નિમાઈ પંડિતની પ્રશંસા સાંભળી હતી અને સાથે તેમનો ચંચળ અને મશ્કરો સ્વભાવ છે તે પણ તેમના જાણવામાં આવ્યું હતું.

એક દિવસ નિમાઈ પંડિત પોતે જ શ્રી અદ્વૈતાચાર્યને ત્યાં આવી પહોંચ્યા. તેમણે આ સંન્યાસીને જોઈને પ્રણામ કર્યા. ઈશ્વરપુરીજી તો મંત્રમુગ્ધ બનીને નિમાઈને જોઈ જ રહ્યા. તેમના અદ્‌ભુત રૂપ લાવણ્યને જોઈ જોઈને ઈશ્વરપુરીજી ધરાતા જ નહોતા. તેમને ખાતરી થઈ ગઈ કે, આ કોઈ અદ્‌ભુત મહાપુરુષ છે.

નિમાઈ પંડિતે આદરથી જણાવ્યું : 'પ્રભો! આજે આપ મારે ઘેર ભિક્ષા લેવા પધારો.' પુરીએ તરત જ તેમના નિમંત્રણનો સ્વીકાર કર્યો અને તેમની સાથે તેમને ઘેર ગયા. શચિમાતા પણ ખૂબ જ પ્રસન્ન થયા. બંને વચ્ચેનો પહેલવહેલો જ સમાગમ હતો. એકમેકના મિલનથી બંનેને ખૂબ આનંદ થયો.

ઈશ્વરપુરીજી 'શ્રીકૃષ્ણલીલામૃત' નામનો ગ્રંથ રચતા હતા. નિમાઈ પંડિત જ્યારે મળવા આવે ત્યારે પ્રસંગ કાઢીને, પુરીજી શ્લોકો સંભળાવે. તે સાંભળીને નિમાઈ પંડિત ખૂબ જ રાજી થાય. એક વખતે પુરીજીએ જણાવ્યું કે, 'હું આપને મારી વિદ્વત્તા બતાવવા શ્લોકો સંભળાવતો નથી. આપ સુપ્રસિદ્ધ પંડિત છો, એટલે મારા શ્લોકોમાં અશુદ્ધિઓ દેખાય તો મને બતાવો.'

નિમાઈ પંડિતે નમ્રતાથી કહ્યું : 'શ્રીકૃષ્ણકથામાં શુદ્ધિ કે અશુદ્ધિ કેવી? પોતાના ભાવના આવેશમાં ભક્તજન જે કાંઈ ગાન, તે શુદ્ધ જ હોય. જે પદમાં ભગવદ્‌ભક્તિ છે, જે છંદમાં શ્રીકૃષ્ણ લીલાનું વર્ણન છે, તે અશુદ્ધ હોવા છતાં શુદ્ધ જ છે. હા, જેમાં કૃષ્ણકથા ન હોય, તેની ભાષા ભલેને ગમે તેવી શુદ્ધ હોય, તોપણ તેનું ગાન નકામું છે. આપ તો ભક્તહૃદય છો, એટલે અશુદ્ધિને અવકાશ નથી. જેમ કે,

मूर्खो वदति विष्णाय धीरो वदति विष्णवे ।
उभयोस्तु शुभ पुण्यं भावग्राही जनार्दन ॥

વ્યાકરણ ન જાણનાર 'विष्णवे नमः' એમ બોલવાને બદલે (रामाय कृष्णाय ની જેમ) विष्णाय બોલે અને વિદ્વાન માણસ (વ્યાકરણ જાણતો હોવાથી) विष्णवे બોલે એમ રૂપમા ફેરફાર થવા છતા ભગવાનનુ નામ લેવાનુ શુભ ફળ તો બંનેને મળે છે, કારણ કે ભગવાન તો હૃદયનો ભાવ જુએ છે, તે કાંઈ ભાષાના રૂપ જોવા બેસતા નથી'

તેમનો એ ઉત્તર સાભળીને, ઈશ્વરપુરીજી ખુબ જ પ્રસન્ન થઈ ગયા તેમણે મંદ હાસ્ય કરતા જણાવ્યુ કે, આ ઉત્તર તો આપની મહત્તા બતાવે છે શ્રીકૃષ્ણલીલાનો મહિમા આપે તો વધારી આપ્યો 'આપ વ્યાકરણના શુષ્ક પંડિત અને અત્યંત ચપળ સ્વભાવના છો,' એવુ કહેનારા સાચેસાચ આપને ઓળખી શક્યા નથી

નિમાઈએ ઈશ્વરપુરીએ રચેલ શ્રીકૃષ્ણલીલામૃત પૂરેપૂરુ સાભળ્યુ અને પોતાના હૃદયનો આનંદ વ્યક્ત કર્યો

વૃદ્ધજનો અને વડીલ પંડિતોના સૂચનથી નિમાઈ પંડિતે પૂર્વ બંગાળની યાત્રાએ જવાનો વિચાર કર્યો થોડાક શિષ્યોને સાથે લઈ તેમણે ગંગાજી પાર કરીને પદ્માનદીને કિનારે આવેલ ગૌડ દેશમા પ્રવેશ કર્યો આ દેશના પંડિતો અને વિદ્યાર્થીઓ તેમના નામથી પરિચિત હતા કેટલાક વિદ્યાર્થીઓ ભણવા માટે તેમને ત્યા નદિયામા ભણીને આવ્યા હતા, તે અહીં પંડિતો બનીને પાઠશાળાઓમા ભણાવતા હતા તેમની અને તેમના વિદ્યાર્થીઓની સાથે શાસ્ત્રોની ચર્ચા કરતા, નિમાઈ નાના પ્રદેશોમા ફરી રહ્યા હતા ગામેગામ તેમના ખૂબ જ માનપાન થતા અનેક શ્રીમંત સદ્‌ગૃહસ્થો તેમને ભેટ-સોગાદો ધરતા તેઓ પોતે પણ ગરીબ બ્રાહ્મણોને છૂટથી દાન આપતા હતા

એક ઠેકાણે 'તપન મિશ્ર' નામે એક ભક્તજન રહેતા હતા. ત્યાગ અને વૈરાગ્યથી તેમનું જીવન શુદ્ધ બન્યું હતું; પરંતુ સાચા જ્ઞાન માટે તેમનું હૃદય આતુર રહેતું હતું. નિમાઈ પંડિતને જોતાં જ તેમને ગુરુ જેવો ભાવ જાગ્યો અને તેમણે એમના ચરણો પકડી લીધા. તે આર્દ્રહૃદયથી નિમાઈને વીનવવા લાગ્યા અને ગુરુમંત્રની માગણી કરવા લાગ્યા.

નિમાઈ પંડિતે તેમને ઉઠાડ્યા અને પોતાની પાસે બેસાડ્યા. મંદ ગંભીર સ્વરે ઉપદેશ આપતાં જણાવ્યું:

'તપન મિશ્ર! તમે ઘણા ભાગ્યશાળી છો. તમારા હૃદયમાં કૃષ્ણના મિલન માટે જે ભાવ જાગ્યો છે, તે જ તમારું સાધન છે. આ કલિયુગમા કૃષ્ણકીર્તન એ જ ભવસાગર તરવાનો સરળ અને ઉત્તમ ઉપાય છે. જે કૃષ્ણનુ નામ ઉચ્ચારે છે, તે પુણ્યશાળી બની જાય છે. પછી તેને જીવનમાં બીજું કાંઈ સાધવાનુ રહેતું નથી. તમે 'હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે' એ સોળ વર્ણના શ્લોકનું ઉચ્ચારણ કરો; તેથી તમારા સર્વ શોક–સંતાપ દૂર થઈ જશે.'

પ્રભુની તે ઉપદેશવાણી સાભળી, તપન મિશ્ર ખૂબ જ રાજી થયા. તેમણે રડતાં રડતાં ફરીથી પ્રભુના ચરણ પકડી લીધા અને પ્રાર્થના કરી કે, 'પ્રભો! આપની કૃપાથી મારા સંશયો દૂર થઈ ગયા. હવે મને કોઈ શંકા રહી નથી. કૃપા કરીને આપ મને શરણે લો.'

નિમાઈ પંડિતે જણાવ્યું કે, 'તમે કાશી જઈને રહો, હું ફરતો ફરતો ત્યા આવી પહોંચીશ.'

તેમના આદેશ પ્રમાણે તપન મિશ્ર પોતાના વતનનો ત્યાગ કરી કાશીની યાત્રાએ ચાલ્યા ગયા. નિમાઈ પંડિત પણ રાઢ દેશનો પ્રવાસ પૂરો કરીને પોતાના વતનમા પાછા ફર્યા.

શ્રી લક્ષ્મીદેવી સ્વભાવે ખૂબ જ કોમળ હતાં. પતિનો વિરહ તે

વેઠી શક્યા નહિ. પતિ ગંગ દેશની યાત્રા પૂરી કરીને વતન આવ્યા તેટલા સમયમાં તો તેઓ આ અસાર સંસાર છોડીને સતીલોકમાં ચાલ્યા ગયા હતા. શચિમાતાને તેથી ખૂબ જ દુઃખ થયું. નિમાઈ પંડિતને જોતાં જ, તેઓ ચોધાર આંસુએ રડવા લાગ્યાં. માતાનાં ચરણ પકડી નિમાઈ પંડિત તેમને આશ્વાસન આપવા લાગ્યા. તેમને પત્નીના મરણની ખબર યાત્રામાં જ મળી ગઈ હતી. એથી તેમના હૃદયને પણ આઘાત થયો હતો, પણ ખૂબ જ ગંભીરતા અને ધૈર્યથી તેમણે શચિમાતાને આશ્વાસન આપ્યું.

નિમાઈ પંડિતને આવેલા સાંભળી, પંડિતો અને વિદ્યાર્થીઓ તેમને મળવા આવ્યા. બેચાર દિવસ તો મુલાકાતમાં અને વાર્તાલાપમાં જ ચાલ્યા ગયા. ફરી પાછું તેમણે પોતાની પાઠશાળામાં ભણાવવાનું શરૂ કર્યું. હવે તેમના સ્વભાવમાં થોડી ગંભીરતા આવી હતી, પરંતુ વિદ્યાર્થીઓને જોતાં જ તે વિનોદમાં આવી જતા અને સરળ સાદી વાતમાં શાસ્ત્રની ગંભીર પંક્તિઓ ઉકેલી આપતા હતા. બધા વિદ્યાર્થીઓ તેમના પર મુગ્ધ હતા.

તે વખતે 'કેશવ કાશ્મીરી' નામના એક દિગ્વિજયી પંડિત ફરતા ફરતા નદિયામાં આવી પહોંચ્યા. તેમની સાથે હાથી, ઘોડા, પાલખી વગેરે દરબારી ઠાઠમાઠ ઘણો હતો. તેમની સેવામાં ઘણા પંડિતો પણ રહેતા હતા. નદિયામાં આવીને એક સદ્‌ગૃહસ્થના 'ચંડીમંડપ' યજ્ઞશાળામાં તેમણે ધામા નાખ્યા. નદિયાના પંડિતો તો તેમનું નામ સાંભળીને જ ડરી ગયા હતા. બધાને ખબર હતી કે, કેશવ કાશ્મીરી શાસ્ત્રાર્થ કરે છે, ત્યારે સાક્ષાત્ સરસ્વતી તેમની જીભ પર બેસે છે. પંડિત નિમાઈને પણ તેમના વિદ્યાર્થીઓએ ખબર આપી, પરંતુ તેથી તે ડર્યા નહિ, તેમ જ તેમણે શાસ્ત્રાર્થ કરવાનું બીડું પણ ઝડપ્યું નહિ, આથી બધા પંડિતો ખૂબ જ ઉદાસ થઈ ગયા.

એક વખત સાંજના ગંગાને કિનારે બધા વિદ્યાર્થીઓ સાથે

નિમાઈ પંડિત બેઠા હતા અને વાર્તાવિનોદ ચાલતો હતો તેવામાં કાશ્મીરી પંડિત ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા તેમને જોઈને બધા ઊભા થઈ ગયા નિમાઈ પંડિત તેમને બેસવાની પ્રાર્થના કરી, પરંતુ એ દિગ્વિજયી પંડિતને એ બધા વિદ્યાર્થીઓ સાથે બેસતા સંકોચ થયો આથી એક ચતુર વિદ્યાર્થીએ આવીને જણાવ્યું કે, 'પંડિતરાજ ! અહીં આ અમારા ગુરુ નિમાઈ પંડિત છે અને અમે વાર્તાવિનોદ કરીએ છીએ આપની સાથે વાર્તાલાપ કરવાથી અમને ખૂબ આનંદ આવશે '

દિગ્વિજયી પંડિત નિમાઈ પંડિતનું નામ તો સાંભળ્યું જ હતું તેમને ખૂબ જ આનંદ થયો નિમાઈ પંડિતે પોતાની શાલ પાથરીને પંડિતરાજને બેસાડ્યા

બધા ગંભીર બનીને પંડિતરાજને જોઈ રહ્યા હતા, એટલે પંડિતરાજે જણાવ્યું કે, 'બધા કેમ ચૂપ છો ? મારા આવતા પહેલાં ખૂબ ચર્ચા ચાલતી હતી તો હવે કોઈ શાસ્ત્રની ચર્ચા થવા દો

નમ્રતાથી નિમાઈએ જણાવ્યું કે, 'પંડિતરાજ, અમે તો વિનોદ કરતા હતા, ત્યાં આપના આવવાથી વિશેષ આનંદ થયો આપે તો વિદ્યા અને બુદ્ધિથી બધાને જીતી લીધા છે આપની કવિત્વશક્તિની પણ પ્રશંસા સાંભળી છે, તો કૃપા કરી, આપ કવિતા સંભળાવો, તો આનંદ આવશે '

બેચાર વિદ્યાર્થીઓ પણ બોલી ઊઠ્યા 'હા, મહારાજ ! અમે આપની કવિતા સાંભળવા ઉત્સુક છીએ

પંડિતરાજને નવદ્વીપમાં પોતાની વિદ્વત્તા બતાવવાની આ પહેલી જ તક મળી હતી તેમણે પ્રસન્ન થઈને કહ્યું, 'તમારે જે સાંભળવું હોય તે હું સંભળાવીશ, માટે તમે જ વિષય પસંદ કરો '

નિમાઈ પંડિતે મંદ હાસ્ય કરતા જણાવ્યું , 'પંડિતરાજ, આ ભગવતી ભાગીરથીનો જ મહિમા ગાઓને, જેથી મન પણ

પવિત્ર થાય અને કાવ્યરસનો આસ્વાદ મળે.'

એ સાંભળતાં દિગ્વિજયી પંડિત ગંગાજીની મહત્તાનાં વર્ણન કરતા શ્લોકો એક પછી એક સંભળાવવા લાગ્યા. તેઓ નવા જ શ્લોકો રચીને બોલ્યે જતા હતા. આમ સોએક શ્લોકો તેમણે થોડી જ વારમાં બોલી નાખ્યા. વિદ્યાર્થીઓ તો સરસ્વતીના એ વહેતા પ્રવાહને સાંભળીને મુગ્ધ બની ગયા. આવી વાગ્ધારા તેમણે પહેલી જ વાર સાંભળી હતી. બધાને ચૂપચાપ જોઈ નિમાઈ પંડિતે જણાવ્યું, 'પંડિતરાજ, આપના મુખની અમૃતવાણી સાંભળી અમારાં હૃદય ડોલી ઊઠયાં છે. આપ જેવા મહાકવિના દર્શન કરી અમારાં જીવન સફળ થયાં. આપે ઘણી કૃપા કરી. આપના કાવ્યને સમજવાની શક્તિ પણ ઘણામા નથી. કૃપા કરીને આપ એકાદ શ્લોકનો ભાવ સંભળાવો તો આનંદ આવે અને સાથે તેના ગુણદોષની ચર્ચા કરો, તો વિશેષ આનંદ થાય.'

ગુણદોષની વાત સાંભળીને પંડિતરાજને જરાક અભિમાન આવ્યું. તેમણે જણાવ્યું કે, 'કેશવની કમનીય (સુંદર) કવિતામાં દોષ તો હોય જ નહિ. હા, વિવરણ કરવાનુ કહો, તો તે કરું. કહો, કયા શ્લોકનું વિવરણ કરું?'

એ અભિમાની પંડિતને ખાતરી હતી કે મારો એક પણ શ્લોક કોઈને યાદ રહ્યો નહિ હોય અને એમાંનો કોઈ પણ શ્લોક મને કોઈ બતાવી શકશે નહીં, એથી આપોઆપ મારો વિજય થઈ જશે. પ્રભુની કૃપાથી નિમાઈ પંડિત તો હતા જ, સાથે શ્રુતિધર (અવધાની) પણ હતા. દિગ્વિજયીએ રચીને જે શ્લોકો ગાયા હતા, તેમાંનો એક શ્લોક તેમણે સંભળાવ્યો :

महत्त्वं गंगायाः सततमिदमाभाति नितरां
यदेषा श्रीविष्णोश्चरणकमलोत्पत्तिसुभगा ।
द्वितीयश्रीलक्ष्मीरिव सुरनरैरर्च्यचरणा
भवानीभर्तुर्या शिरसि विभवत्यद्भुतगुणा ॥

આ ગંગાની મહત્તા એમ્ધારી સદાકાળ પ્રકાશી રહી છે, કારણ તેને ભગવાન વિષ્ણુના ચરણકમળમાંથી ઉત્પન્ન થવાનું સૌભાગ્ય મળેલું છે, શોભામાં તે સાક્ષાત્ બીજા લક્ષ્મી જેવા છે અને બધા દેવો તેમના પૂજનઅર્ચન કરે છે, એ અદ્ભુત ગુણવાળા ગંગાજી મહાદેવના મસ્તક પર શોભી રહ્યા છે

નિમાઈના મુખમાંથી પોતાનો રચેલો શ્લોક સાંભળીને દિગ્વિજયી પંડિત તો આશ્ચર્ય પામી ગયા નિમાઈ પંડિત સામે ઘડીભર તો તે જોઈજ રહ્યા તેમની પ્રતિષ્ઠા, કીર્તિ વગેરે જાણે કે હણાઈ જતા હોય તેવું તેમને લાગ્યું પણ જરાક ઉપેક્ષા બતાવતા તે કહેવા લાગ્યા કે,

'નિમાઈ પંડિત ! તમે ભારે ચતુર છો, હું આટલી ઝડપથી શ્લોક બોલ્યે જતો હતો, છતાં શ્લોક કંઠે કરી લીધો

નિમાઈ પંડિતે ધીરજથી જણાવ્યું મહારાજ, એ બધી આપની કૃપા છે આ શ્લોકની વ્યાખ્યા અને ગુણદોષ આપ સમજાવો !'

દિગ્વિજયીએ જરા છછેડાઈને કહ્યું કે, 'પંડિત, એ અલંકારનો વિષય છે તમે વ્યાકરણના પંડિત છો, એટલે તમને તેમાં ખબર ન પડે

નિમાઈએ જરા દૃઢતાથી જણાવ્યું 'મહારાજ, અહીં અલંકારના ઘણા વિદ્યાર્થીઓ બેઠા છે, તેમને આનંદ આવશે '

હવે દિગ્વિજયી પંડિત વધારે બોલ્યા કર્યા વિના, તે શ્લોકની વ્યાખ્યા કરવા લાગ્યા અને શ્લોકમાંના બેએક અલંકારની ચમત્કૃતિ બતાવી બંધ થઈ ગયા

નિમાઈએ જણાવ્યું મહારાજ, જો આજ્ઞા હોય અને અવિવેક ન થતો હોય, તો હું આ શ્લોકના ગુણદોષની ચર્ચા કરું '

તેમનું હૃદય તો સરળ હતું અને વાર્તાવિનોદ કરવા માટે જ તેમણે ચર્ચાની માગણી કરી હતી, પરંતુ પંડિતરાજની દશા તો

છંછેડાયેલા સાપ જેવી થઈ ગઈ. આ એક નાનો બાળક મારા શ્લોકના ગુણદોષની ચર્ચા કરવા તૈયાર થયો છે, એ વાત જ તેમને ગમતી નહોતી. પરંતુ ચર્ચાની ના તો પાડી શકાય જ નહિ. તેમણે રોષથી જણાવ્યું :

'ઠીક છે, બતાવો, શ્લોકમાં શું ગુણદોષ છે?'

નિમાઈ પંડિતે સાદી સરળ વાણીથી પહેલા શ્લોકમાં રહેલા પાંચ ગુણો સંભળાવ્યા અને પછી પાંચ દોષોનું વિવરણ કર્યું. વિદ્યાર્થીઓ તો એ ચર્ચા સાંભળીને ખૂબ જ રાજી થઈ ગયા. બધા જોઈ રહ્યા હતા કે દિગ્વિજયીના ગર્વના ચૂરેચૂરા થઈ રહ્યા હતા. દોષની ચર્ચા વખતે થોડાક ચપળ વિદ્યાર્થીઓ હસી પડ્યા હતા. તેમને શાંત કરીને, નિમાઈ પંડિતે દિગ્વિજયી પંડિતની ક્ષમા માગી અને જણાવ્યું કે, 'મહારાજ, આ તો વાતોવિનોદ છે. મારાથી કાંઈ અપરાધ થયો હોય, તો માફ કરશો. આ તો ગુણદોષની વાત રહી, બાકી તો સૃષ્ટિની કોઈ પણ વસ્તુ દોષવિનાની નથી. કાલિદાસ, ભવભૂતિ, જયદેવ વગેરે મહાકવિઓનાં કાવ્યોના પણ ગુણદોષની ચર્ચા થાય છે. જો દોષ ના હોય, તો ગુણોની મહત્તા શી રીતે અંકાય?'

નિમાઈની વાણીથી દિગ્વિજયી પંડિત તો ઝંખવાઈ ગયા હતા. તેમના હૃદયને દુઃખ આપવાની નિમાઈ પંડિતની ઇચ્છા નહોતી. એટલે પંડિતરાજની આજ્ઞા માગી, તે ત્યાંથી ઊઠીને ચાલવા લાગ્યા તેની સાથે જ બધા વિદ્યાર્થીઓ પણ ત્યાંથી ઊભા થઈને ચાલવા લાગ્યા. નિસ્તેજ બનેલ દિગ્વિજયી કેશવ કાશ્મીરી પણ પોતાના ઉતારા પર ચાલ્યા આવ્યા.

આખા નદિયામાં એ શાસ્ત્રચર્ચાની વાત ફેલાઈ ગઈ. તે દિગ્વિજયી પંડિતને રાતે ઊંઘ પણ ન આવી. નિમાઈ પંડિતની અદ્‌ભુત પ્રતિભા અને નમ્રતાની તેમના હૃદય પર અપૂર્વ છાપ પડી હતી. બીજે દિવસે સવારે ઊઠી નિત્યકર્મથી પરવારી તે દિગ્વિજયી પંડિતરાજ સાદા વેશે પૂછતા પૂછતા નિમાઈ પંડિતના બારણે આવીને ઊભા

રહ્યા નિમાઈ પંડિત સંધ્યાપૂજા કરીને તુલસીના ક્યારામાં ગંગાજલ રેડતા હતા ત્યાં દૂરથી જ તેમણે પંડિતરાજને જોયા તેમને અકસ્માત્ આવેલા જોઈને વિસ્મિત થયા, પણ એટલામાં તો દિગ્વિજયી પંડિતરાજે દોડતા આવીને નિમાઈના ચરણો પકડી લીધા નિમાઈએ તેમના હાથ પકડી લઈ તેમને ઘરમાં લાવી આસન પર બેસાડ્યા અને ખૂબ નમ્રતાથી કહ્યું 'પંડિતરાજ, આપે ઘણી તસ્દી લીધી અને આ ઝૂંપડી પવિત્ર કરી મને આજ્ઞા આપી હોત, તો હું આપની સેવામાં હાજર થાત

દિગ્વિજયી પંડિત તો પોતાના અભિમાનનું વિષ પશ્ચાત્તાપરૂપ ઘોળીઘોળીને પીતા હતા એટલે તે તો મુગ્ધભાવે સાંભળી રહ્યા હતા તેથી પ્રભુએ વિશેષમાં જણાવ્યું કે

'મહારાજ, મને મને પાછળથી ખૂબ જ અફસોસ થયો આપે તો સાંભળ્યું હશે કે મારો સ્વભાવ મૂળથી જ ચંચળ છે તેથી મને નાના-મોટાનું ધ્યાન રહેતું જ નથી એથી મેં જો કાંઈ અનુચિત વાતો કરી હોય તો આપ તેને મનમાં ન રાખશો હું તો આપનો બાળક છું'

દિગ્વિજયી કેશવ હવે દિગ્વિજયી રહ્યા નહોતા તેમનું અભિમાન ક્યારનુંય હણાઈ ગયું હતું તેમના હૃદયમાંથી શુદ્ધ ભક્તિનો પ્રવાહ વહી રહ્યો હતો તેમણે અધીરા થઈને જણાવ્યું 'મહારાજ તમે તો મારા પ્રભુ છો મારાં તો ભાગ્ય ઊઘડી ગયાં આપે મારી આંખો ખોલી આપી હવે કૃપા કરીને આ જીવનો ઉદ્ધાર કરો મને ઉપદેશ આપો અને શરણે લો

એ નમ્રતાભરી વાણી સાંભળવાથી નિમાઈને લાગ્યું કે, પંડિતરાજનું અભિમાન ઓસરી ગયું છે તેમણે પ્રેમના નયનોથી જણાવ્યું કે, 'મહારાજ, આપ તો શાસ્ત્રના મર્મવચનો સારી રીતે જાણો છો મનુષ્યમાત્રનું એક જ કર્તવ્ય છે કે સર્વ સાધનો છોડીને

પ્રભુને શરણે જવુ સંસારના ભોગો અથવા વાણીના વિલાસોથી ભગવાનની શરણાગતિ મળતી નથી, માટે આપ દયાળુ પ્રભુને શરણે જાઓ, તે આપણા સર્વ પાપો અને દોષો હરી લેશે '

નિમાઈ પંડિતની આજ્ઞા લઈ, તે દિગ્વિજયી પંડિત પોતાને ઉતારે ગયા તેમણે બધો ઠાઠમાઠ છોડી દીધો હાથી, ઘોડા, પાલખી વગેરેના દાન આપી દીધા અને એકના જ કોઈ અજાણ્યા સ્થળે ચાલી નીકળ્યા દિગ્વિજયી પંડિતના જીવનપરિવર્તનથી નદિયાના પંડિતો અને વૈષ્ણવો પર અનોખી અસર થઈ તેમને નિમાઈ પંડિત માટે ખૂબ જ ભાન જાગ્યો તેઓ તેમનો ખૂબ જ આદર કરવા લાગ્યા

શચિમાતાની આજ્ઞા શિરે ચઢાવી, નિમાઈ પંડિતે બીજીવાર લગ્ન કર્યા હતા નદિયાના રાજપંડિત સનાતન મિશ્રના પુત્રી વિષ્ણુપ્રિયાદેવીને એ ભાગ્ય પ્રાપ્ત થયુ હતુ તે બન્નેના લગ્ન ખૂબ જ ધામધૂમથી કરવામા આવ્યા હતા નદિયાના રાજા બુદ્ધિમંતે લગ્નનુ બધુ જ ખર્ચ ઉપાડી લીધુ હતુ પાઠશાળાના વ્યવસ્થાપક મુકુંદ સંજયે પણ નદિયાના પંડિતોને બોલાવી દાનદક્ષિણા આપ્યા હતા શચિમાતા વૃદ્ધ થયા હતા, તેથી બધી જ વ્યવસ્થા વિષ્ણુપ્રિયાને કરવાની હતી તેમનો સ્વભાવ ખૂબ જ મૃદુ અને સંકોચવાળો હતો તે ઘણુ જ ઓછુ બોલતા, પણ સેવાશુશ્રૂષા કરવામા તે રાત કે દિવસ પણ જોતા નહોતા શચિમાતાના બધા ભાવો તેઓ પૂરા કરતા હતા

નિમાઈ પંડિતનુ માન પંડિતવર્ગમા પણ ખૂબ વધી ગયુ હતુ બધા પંડિતોએ ભેગા થઈને તેમને 'વાદી સિંહ'નું માન (કે ઇનામ-પદવી) આપ્યુ નિમાઈએ તેનો હસતા હસતા સ્વીકાર કર્યો જો કે ગંભીરપણુ કે ગભીરતા તેમનામા આવે એમ નહોતા, કારણ કે તેમનુ હૃદય નિર્મળ હતુ ચપળતા અને ઉત્સાહ એ જીવનના પ્રેરક બળો છે, અને મહાત્મા પુરુષોમા તે સ્વાભાવિક જ હોય છે નિમાઈને કોઈ ગંભીર બનવાનો ઉપદેશ આપે, ત્યારે તે એને

થયા છો. તમારા મુખે આવી વાતો શોભતી નથી.' નિમાઈ પંડિત હસતા હસતા ચાલ્યા જતા.

એક દિવસ તેઓ ગંગામાં સ્નાન કરીને ઘેર જતા હતા. માર્ગમાં તેમને શ્રીવાસ પંડિત મળ્યા. તેઓ અદ્વૈતાચાર્યના સાથી અને સ્નેહી હતા તથા પંડિત જગન્નાથ મિશ્રના અનન્ય મિત્ર હતા. માર્ગમાં મળતાં જ નિમાઈએ તેમને પ્રણામ કર્યા એટલે શ્રીવાસે તેમને મીઠો ઠપકો આપતાં જણાવ્યું:

'નિમાઈ, હવે તમે બાળક નથી. હવે જરા ગંભીર બનો. તમારા પિતા તો પરમ વૈષ્ણવ હતા.'

નિમાઈએ સરળતાથી જણાવ્યું: 'મહારાજ, થોડા દિવસ આપ રાહ જુઓ. પછી હું પૂરેપૂરો જ વૈષ્ણવ બની જઈશ.'

યોગ્ય તક જોઈ, શ્રીવાસે જણાવ્યું: 'હવે વળી રાહ શું જોવાની? અત્યારથી જ ભક્તિભાવ જગવો જોઈએ. જુઓ, તમારા જેવો મોટો વિદ્વાન અને લોકપ્રિય પંડિત વૈષ્ણવ બની જાય, તો આખા દેશમાં વૈષ્ણવધર્મની ધજા ફરકે.'

નિમાઈએ આછું સ્મિત કરી, ઉત્તર આપતાં, એટલું જ કહ્યું કે, 'જેવી પ્રભુની ઇચ્છા. આપ સર્વ વડીલજનોની આશિષ જરૂર ફળીભૂત થશે.'

નિમાઈ પંડિત એકલા પુસ્તકિયા પંડિત નહોતા જ! અત્યંત સરળતા અને સાદાઈ તેમના જીવનની સાથે વણાયાં હતાં. પંડિતાઈનો ઘમંડ તેમનામાં જરાય નહોતો. વ્યાકરણ, ન્યાય, સાહિત્ય જેવા જટિલ વિષયો તે રમતની જેમ ભણાવતા હતા. આની સાથે તેમના હૃદય પર ભક્તિભાવના રંગ ચઢ્યે જતા હતા, પરંતુ હજુ તેનો પરિપાક થયો નહોતો! તેમના જીવનમાં પ્રેમનો—ભક્તિભાવનો વિકાસ ક્રમેક્રમે થતો આવ્યો છે.

શ્રી ગૌરાંગસ્મરણ સ્તોત્રમાં તેમની વિદ્વત્તા ગાતાં જણાવ્યું છે કે,

मातुर्वाक्यात् परिणयविधौ प्राप्य विष्णुप्रियां यः
गंगातीरे परिकरजनैर्दिग्जितो दर्पहारी ।
रेमे विद्वज्जनकुलमणिः श्रीनवद्वीपचन्द्रः
वंदेऽहं तं सकलविषये सिंहमध्यापकानाम् ॥

માતાના વચનથી જેમણે વિષ્ણુપ્રિયાની સાથે લગ્ન કર્યું, પોતાના મંડળની સાથે ગંગાતીરે બેઠાં બેઠાં જેમણે ગર્વિષ્ઠ દિગ્વિજયી પંડિતને વિનોદમાત્રથી જીતી લીધા, તે નવદ્વીપમાં ચંદ્રની જેમ શોભી રહેલા વિદ્વદ્ગણશિરોમણિ અધ્યાપકશ્રેષ્ઠ સર્વશાસ્ત્રવિશારદ શ્રી નિમાઈ પંડિતને હું વંદન કરું છું.

विद्याविलासैर्नवखण्डमध्ये सर्वान् द्विजान् यो विरराज जित्वा ।
स्मार्तांश्च नैयायिक-तान्त्रिकाश्च तं ज्ञानरूपं प्रणमामि गौरम् ॥

જેમણે નવદ્વીપ વગેરે નવખંડોમાં તીર્થયાત્રા-ભ્રમણ કરતાં કરતાં પોતાના જ્ઞાનવાર્તાલાપોથી સર્વ પંડિતોને જીતી લીધા છે, તેમજ સ્માર્ત, નૈયાયિક અને તાંત્રિક વિદ્વાનોને પણ જેમણે જીતી લીધા છે, તે જ્ઞાનસ્વરૂપે વિરાજી રહેલા ગૌરાંગ પ્રભુજીને મારા પ્રણામ છે.

# ૩ : શ્રી ચૈતન્ય મહાપ્રભુ

त्वं भावयोगपरिभावितहृत्सरोज
आस्से श्रुतेक्षितपथो ननु नाथ पुंसाम्।
यद् यद् धिया त उरुगाय! विभावयन्ति
तत् तद् वपुः प्रणयसे सदनुग्रहाय॥

(ભાગવત, સ્કંધ ૩, અધ્યાય ૯, શ્લોક ૧૧)

હે અનંત કીર્તિવાળા પ્રભુ! આપનો માર્ગ, આપનું સ્વરૂપ વેદાન્ત–ઉત્તમોત્તમ બુદ્ધિથી જ જાણી શકાય એવું છે, ઘણા શુદ્ધ હૃદયવાળા જનો પોતાના હૃદયમાં જે જે ભાવથી યુક્ત થઈ તમને ભજે છે, તેવા જ સ્વરૂપે બનીને આપ તેમના ઉપર અનુગ્રહ કરી તેમને પ્રેરો છો

'ભક્તિ પહેલી કે પહેલું જ્ઞાન' એ સંવાદ ભક્તો અને જ્ઞાનીઓ વચ્ચે થતો જ રહ્યો છે 'ભક્તજનોને જ્ઞાનની પરવા નથી તો જ્ઞાની જનો ભક્તિને ઘેલછા કહે છે' ભાગવત ગ્રંથે આ બાબતનો નિર્ણય કરી આપ્યો છે ભક્તિ પ્રેમરસના પ્રવાહની સરિતા છે, તો જ્ઞાન અને વૈરાગ્ય તેની મર્યાદારૂપે રહેલા બે કિનારા છે મર્યાદા વિનાની ભક્તિ છીછરી અને ખારી બની જાય, તો પ્રેમરસ વિનાના જ્ઞાન-વૈરાગ્ય શુષ્ક અને જડ બની જાય, ભાગવતજીવનનું સ્પષ્ટ દર્શન શ્રી ચૈતન્ય મહાપ્રભુમાં જોવાને મળે છે નિમાઈ પંડિત 'વાદિસિંહ' બનીને સર્વોત્તમ વિદ્વાનની પ્રતિષ્ઠા મેળવે છે, તોપણ તેમનામાં અભિમાન કે ઘમંડ નથી, રસિકશિરોમણિ બની તેઓ સદ્‌ગૃહસ્થના ધર્મો સેવે છે, પણ તેમનામાં આસક્તિ કે વાસના નથી તેમના જીવનમાં જ્ઞાન સાથે વૈરાગ્ય જોવા મળે છે, જે સામાન્ય રીતે પોથી પંડિતો અને શાસ્ત્રીઓ–અધ્યાપકોમાં જોવા મળતું નથી તેમના હૃદયમાં ઊંડે ઊંડે ભક્તિરૂપી સરિતાનો પ્રેમપ્રવાહ વહી રહ્યો છે, હવે તે પ્રકટ થવા ચાહે છે 'જ્ઞાન ભક્તિનું વિરોધી છે, જ્ઞાન અને ભક્તિનો સુમેળ નથી'

એ ખોટી માન્યતા દૂર કરવા જ જાણે કે ચૈતન્ય મહાપ્રભુએ પોતાના જીવનનું દર્શન આપ્યુ છે તેમા જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનો સુમેળ સધાયેલો જોવા મળે છે

નિમાઈ પંડિત પોતાના પિતાજીનુ શ્રાદ્ધ કરવા માટે પોતાની મંડળી સાથે ગયાજી ક્ષેત્રમા ગયા ત્યા સ્નાન, સંધ્યાવંદન કરીને ગદાધર ભગવાનના દર્શન કરવા ગયા ગદાધર કૃષ્ણ ભગવાનની મૂર્તિ મંદિરમા બિરાજમાન હતી દર્શન માટે ભક્તજનોની ભીડ જામી હતી, બ્રાહ્મણો મધુર કંઠે ભગવાનના ચરણકમળના મહિમાના સ્તોત્ર ગાઈ રહ્યા હતા નિમાઈ પંડિત મુગ્ધ બની એ વર્ણન સાભળી રહ્યા હતા તેમની આખો બિડાયેલી હતી, તે ધ્યાનસ્થ બની રહ્યા હતા, બીજા તમામ બાબતોનુ વિસ્મરણ થઈ ભગવાનના ચરણકમળમા તેમનુ ચિત્ત પરોવાયુ હતુ બ્રાહ્મણો વારા બોલાઈ રહેલા શ્લોકોના ભાવ તેમને ચેતન આપતા હતા

'પ્રભુના આ ચરણકમળ છે, બ્રહ્માએ કમંડલુના જળથી ભગવાનના પગ ધોયા એ પગના અંગૂઠામાથી જલ પ્રગટ થયુ, એ જ ગંગા કૈલાસવાસી મહાદેવે તેને મસ્તક પર ચઢાવ્યુ રાજા ભગીરથ તેને હિમાલય પર્વતથી પૃથ્વી પર લાવ્યા એથી તે ગંગા પતિતોને પાવન કરનારા બન્યા છે

'પ્રભુના એ ચરણકમળને રોજ લક્ષ્મીજી સેવે છે ચિત્તની ચંચળતા છોડી, જ્ઞાની ભક્તજન પ્રભુના ચરણોદકને મસ્તક પર ચઢાવે છે, યોગીઓ એ ચરણનુ હૃદયમા ધ્યાન ધરે છે જેણે ભગવાનના ચરણ સેવ્યા, તેને યમના દૂતો લેવા આવતા નથી પણ તેને ભગવાનના દૂતો લેવા આવે છે

'ઓ પુણ્યશાળી જનો! ભગવાનના ચરણકમળ સેવો એ પાપ, તાપ અને સંતાપ હરનારા છે, એ ભવરોગને મટાડનારા છે આવો, આવો, ઓ ભક્તજનો! એવા દયાળુ પ્રભુના ચરણોનુ શરણુ લો.'

ચૈતન્ય એ શ્લોકોના ભાવને અમૃતની જેમ પી રહ્યા હતા, તેમને જાણે કે પ્રભુ જ બોલાવી રહ્યા હતા તેમનું શરીર કંપવા લાગ્યું તે સ્તુતિ કરવા ચાહતા હતા, પણ તેમની વાણી બંધ હતી મૂર્છા આવતા જ તે ઢળી પડ્યા પાસે ઊભેલા એક સંન્યાસી મહારાજે તેમના શરીરને ટેકો આપ્યો સાથીઓએ તેમને ઊંચકી લીધા અને મંદિરના ચોગાનમાં એક ખૂણે સુવાડી દીધા સ્વામી ઈશ્વરપુરીએ તેમને ઓળખી લીધા આ વખતે અકસ્માત જ તેઓ દર્શન કરવા મંદિરમાં પધાર્યા હતા. ચૈતન્યની પાસે જ તે ઊભા રહ્યા હતા અને દર્શન કરતા કરતા તેમના હૃદયમાં જે ભાવાવેશ જાગતો હતો તેથી તે પ્રસન્ન થતા હતા ચૈતન્યનો સ્પર્શ થતા જ તેમને પણ ભાવાવેશ જાગ્યો હતો તે પછી ચૈતન્ય ભાનમાં આવતા રુદન કરવા લાગ્યા સ્વામીની આંખમાંથી પણ ચોધાર આંસુ વહેવા લાગ્યા

ચૈતન્ય બરાબર ભાનમાં આવ્યા એટલે તરત જ તેમણે સ્વામીજીના પગ પકડી લીધા તે ગળગળા થઈને કહેવા લાગ્યા 'મહારાજ! આજે મારું જીવન સફળ થયું ગયાજીની યાત્રા મને ફળદાયી થઈ ગયાતીર્થમાં શ્રાદ્ધ કરવાથી થોડા પિતૃઓનો ઉદ્ધાર થાય છે, પરંતુ આપના દર્શનથી બધા લોકોનો ઉદ્ધાર થાય છે, આપ પોતે હરતું-ફરતું તીર્થ છો અને લોકોને પાવન કરવા માટે જુદા જુદા પ્રદેશોમાં વિહાર કરો છો. મને આપના ફરીથી દર્શન થયા હવે કૃપા કરો અને મારો હાથ ઝાલો આપ જ મારા ગુરુ છો' એમ કહીને ચૈતન્યે સ્વામીના પગ પકડી લીધા

ઈશ્વરપુરી તો મુગ્ધભાવે તેમની વાણી સાંભળી રહ્યા હતા રૂપનારાયણથી શોભતી તેમની અલૌકિક મૂર્તિ આ દિવ્યભાવથી વિશેષ શોભતી હતી તેને જોઈને જ ઈશ્વરપુરી પોતાના જીવનને ધન્ય ગણતા હતા ગુરુ ને ભક્તજનો ફરીથી ભેટ્યા અને છૂટા પડ્યા

ચૈતન્ય મહાપ્રભુએ ગયાજીના બધા તીર્થોના દર્શન કર્યાં અને

શાસ્ત્રની રીત પ્રમાણે પિતૃઓને પિંડદાન, શ્રાદ્ધ, તર્પણ વગેરે કર્યું. ફલ્ગુનદીનાં જળ અંદર વહે છે, ઉપર રેતી ઢંકાયેલી રહે છે. રેતી ખસેડીને પાણી કાઢવામાં આવે છે. અહીં પિતૃઓને રેતીના પિંડ આપવાનો રિવાજ છે, તે બધી વિધિ પતાવીને ચૈતન્ય મહાપ્રભુ પોતાના ઉતારા પર આવ્યા. ઉતારે આવી ચૈતન્ય મહાપ્રભુ જાતે જ ભોજન બનાવવા લાગ્યા.

દાળ અને શાક તૈયાર થઈ ગયા. ભાત ધીરા તાપે ચઢી રહ્યો હતો. ત્યાં જ ઈશ્વરપુરીજી આવી પહોંચ્યા. ચૈતન્ય તરત જ દોડ્યા. તે પગે પડવા જાય તે પહેલાં તો ઈશ્વરપુરીએ તેમને બાથમાં લઈ લીધા. બંને ખૂબ જ ભાવથી ભેટયા. ઈશ્વરપુરીએ હસતાં હસતાં જણાવ્યું : 'અમે ઘેરથી શુભ મુહૂર્ત જોઈને જ નીકળ્યા હતા એટલે બરાબર જમવાની તૈયારીને વખતે જ અમે આવી પહોંચ્યા છીએ.'

પ્રભુએ નમ્રતાથી જણાવ્યું: 'મહારાજ, જ્યારે ભાગ્યનો ઉદય થાય છે ત્યારે જ પુણ્ય જાગે છે અને આપ જેવા સંતનાં દર્શન થાય છે. આપને માટે ભોજન તૈયાર છે. હાથપગ ધૂઓ અને ભિક્ષા લો.'

હસતા હસતાં પુરી મહાશયે પૂછ્યું : 'મહાશય ! આ રસોઈ અમને જ જમાડી દેશો તો પછી આપ શું જમશો ?'

તેટલી જ નમ્રતાથી પ્રભુએ જણાવ્યું : 'મહારાજ, અન્ન તો આપનું જ છે, હું તો ફક્ત રાંધનાર રસોઇયો જ છું. આજ્ઞા થશે, તો બીજી રસોઈ બનાવી દઈશ.'

પુરી મહાશયે તકલીફનો વિચાર કરતાં, વચલો તોડ કાઢ્યો અને જણાવ્યું : 'ફરીથી બનાવવાની શી જરૂર છે ? જે થયું હશે, તેમાંથી અર્ધું અર્ધું વહેંચી લઈશું. કેમ મંજૂર છે ને ? પરંતુ અમે રહ્યા સંન્યાસી અને તમે રહ્યા ગૃહસ્થી ! અમે ભિક્ષા લઈશું અને તમે ભોજન કરશો. આમ કયાં સુધી ચાલશે ?'

ચૈતન્ય પ્રભુ એ વાણીનો મર્મ સમજી ગયા. ઈશ્વરપુરીજી પોતાને

સંસાર છોડવાનો આદેશ આપી રહ્યા હતા; પરંતુ એ બધી બાબત તો સમય પાકે જ થાય ને? પરંતુ સંતની કૃપા થાય, તો સમય જલદીય પાકી જાય! આમ વિચારમાં પડી જતાં, તે કશો નિર્ણય કરી શકયા નહિ; એટલે જાણે કે કંઈ સમજ્યા જ ન હોય, એમ સરળતાથી તેમણે ઉત્તર આપ્યો: 'મહારાજ, જેવી આજ્ઞા હશે તે પ્રમાણે થશે. આપ હાથપગ ધોઈ આવો. આસન તૈયાર છે.'

પ્રભુજીએ ઊઠીને સ્વામીજીના ચરણ ધોયાં અને પોતાના બેસથી પગ લૂછી નાખ્યા. તે ભિક્ષા લેવા બેઠા અને ચૈતન્ય પ્રભુ તેમને પીરસવા લાગ્યા. આગ્રહ કરી કરીને તે જમાડતા હતા અને પુરીજી જમ્યે જતા. બધી જ રસોઈ તે જમી ગયા એટલે તેઓ ખડખડાટ હસી પડ્યા અને કહેવા લાગ્યા.'

'તમે તો બધું જ જમાડી દીધું, હવે તમે શું જમશો? મહારાજ?'

હસીને પ્રભુજી બોલ્યા: 'જેને કળા આવડી છે, તેને કશું જ અઘરું નથી. અગ્નિ તૈયાર છે. આપ જોતા રહેશો અને રસોઈ તૈયાર થઈ જશે.'

અગ્નિ સળગતો જ હતો. રસોઈ બનતાં વાર લાગી નહિ. ભોજન તૈયાર થઈ ગયું એટલે આજ્ઞા લઈ ચૈતન્યે ભોજન કરી લીધું, સાથીદારો પણ ભોજનથી પરવારી ગયા હતા.

બીજે દિવસે સ્નાન, સંધ્યાવંદન કરી, ચૈતન્ય પ્રભુ પોતાની મંડળી સાથે ઈશ્વરપુરીનાં દર્શન કરવા તેમને ઉતારે ગયા. તેમણે અત્યંત નમ્રતાથી પુરી મહાશયને પ્રાર્થના કરી કે, 'મહારાજ, વ્યવહારનાં કામોમાં આ જીવન અટવાઈ ગયું છે. હવે આપ કૃપા કરો અને મને આપનાં ચરણોનું શરણ આપો, કૃપા કરીને મને કૃષ્ણભક્તિનું રહસ્ય સમજાવો.'

ઈશ્વરપુરીએ ચૈતન્ય પ્રભુને સારી રીતે ઓળખી લીધા હતા તે જ્યારે ભાવાવેશમા હતા, ત્યારે તેમને ચૈતન્યમા સાક્ષાત્ કૃષ્ણસ્વરૂપના દર્શન થયા હતા, એટલે તેમણે નમ્રતાથી જણાવ્યુ કે, 'ભગવન્! આપ પોતે જ કૃષ્ણરૂપ છો ભક્તિનુ રહસ્ય આપને કોણ સમજાવી શકે? સમસ્ત સસારને પ્રેમના દાન કરવા માટે, તો આપ પધાર્યા છો '

પોતાની પ્રશસા થાય, તે ચૈતન્ય પ્રભુને રુચતુ નહોતુ તેમના હૃદયની આતુરતા વધી રહી હતી તે તો પોતાની જાતને અતિ તુચ્છ લેખતા હતા, ગદ્ગદ કઠે તેમણે જણાવ્યુ

'મહારાજ, આપ તો સત છો મારી અવગણના શા માટે કરો છો? મારી પ્રાર્થના સ્વીકારો અને મને શ્રીકૃષ્ણમત્ર આપો '

પ્રભુની એ વાણી વેધક હતી પુરીએ સરળતાથી જણાવ્યુ 'પ્રભુજી! હુ તો આપનો છુ આપના કહેવાથી આ પ્રાણ પણ આપી દેવા તૈયાર છુ, પરતુ આપને કૃષ્ણમત્ર આપવાની યોગ્યતા મારામા નથી હુ પોતે જ અધમ છુ પ્રેમનુ રહસ્ય હુ પોતે જ જાણતો નથી, તો પછી આપ જેવા ઉત્તમ, કુલીન અને વિદ્વાન બ્રાહ્મણને મારાથી શી રીતે મત્રદાન આપી શકાય?'

પુરીજીની એ નમ્રતા હતી અને તે જ તેમની યોગ્યતા પુરવાર કરે છે ચૈતન્યપ્રભુને ઘણા વૈષ્ણવ સતોના દર્શન થયા હતા પરતુ ઈશ્વરપુરીજીને જોઈ, તેમનુ હૃદય ઠર્યું હતુ અને તેથી તેમને જ ગુરુ પદે સ્થાપવા પોતે તૈયાર થયા હતા તેમણે ખૂબ જ આગ્રહથી જણાવ્યુ કે 'મહારાજ, મારા તો આપ જ પ્રભુ છે આપ સર્વ શક્તિમાન છો આપ પ્રેમની જીવતી જાગતી મૂર્તિ છો આપ જ મારુ કલ્યાણ કરી શકશો માટે વિલબ ન કરો અને મને આ ભવસાગરમાથી તારો '

પુરીજી એ સાભળીને ગદ્ગદ થઈ ગયા તેમના શરીરે હર્ષના

રોમાંચ પ્રગટ થયાં. તેમણે અત્યંત લાગણીપૂર્વક જણાવ્યું કે, 'પ્રભુજી, સંસારને પ્રેમસાગરમાં ડુબાડવાની શક્તિ તો આપની અંદર રહેલી છે. આપ મને ગુરપદ આપવા માગો છો, તે આપની મોટાઈ છે. જો આપ મારું ગૌરવ વધારવા જ ઇચ્છતા હો, તો હું લાચાર છું. હું તો આપને આધીન છું. આપ આજ્ઞા આપશો તે પ્રમાણે કરવા હું તૈયાર છું.'

શ્રી ચૈતન્યપ્રભુની ઇચ્છા પ્રમાણે ઈશ્વરપુરીએ તેમના કાનમાં દશ અક્ષરનો મંત્ર 'गोपीजनवल्लभाय नमः' ભણ્યો; તે સાથે જ શ્રીચૈતન્યને મૂર્ચ્છા આવી ગઈ. ઘણીવાર પછી તેમને કાંઈક ભાન આવ્યું. હવે તેમની દશા વિચિત્ર જ થઈ ગઈ. તેઓ ખૂબ જોર જોરથી રુદન કરતા હતા. 'હા કૃષ્ણ, હા પિતા' એમ કહીને તે ઊભા થઈને દોડવા લાગતા હતા. ઘડીકમાં હસતા, તો બીજી જ ક્ષણે ભાન ગુમાવીને મૂર્ચ્છા પામતા હતા.

ઈશ્વરપુરી પણ તેમને જોઈ ભાન ગુમાવી બેસતા હતા. હવે ચૈતન્યપ્રભુએ સાથીઓને કહ્યું, 'તમે તમારે ઘેર જાઓ. હવે તો હું વૃંદાવન જઈશ. મારી માતાને કહેજો કે નિમાઈ ગાંડો થઈ ગયો છે.' સાથીઓ તો તેમના એ ભાવ જોઈ ગભરાઈ ગયા હતા. પછી ઈશ્વરપુરીએ સમજાવવાથી પ્રભુ સૌ સાથીઓની સાથે નદિયા જવા વિદાય થયા અને ઈશ્વરપુરી જગન્નાથજીમાં જવા નીકળ્યા. થોડા દિવસોમાં ચૈતન્યપ્રભુ પોતાના વતન પાછા આવી પહોંચ્યા. તે હવે તદ્દન બદલાઈ ગયા હતા. હવે તે નિમાઈ પંડિત રહ્યા નહોતા. ગયા જવાથી તેમના ભાવ પણ બદલાઈ ગયા હતા. ભક્તિભાવથી તેમના હૃદયની આતુરતા વધી ગઈ હતી. તેમને હવે બધા 'ચૈતન્યપ્રભુ' તરીકે જ ઓળખવા લાગ્યા હતા.

તેમના આ નવા ભાવની ચર્ચા નદિયામાં ઘેરે ઘેરે થવા લાગી. શ્રીવાસ પંડિત તો ખૂબ જ આનંદમાં આવી ગયા. બધા વૈષ્ણવોને તે

જણાવવા લાગ્યા કે નિમાઈ પંડિત જો સાચેસાચ બદલાઈ ગયા હોય તો વૈષ્ણવોના ભાગ્ય ઊઘડી ગયા વૈષ્ણવોને તો મોટી મદદ મળી ગઈ હવે આપણું કલ્યાણ જ થવાનું

બધા વૈષ્ણવો ચૈતન્યપ્રભુને મળવા ગયા અને ગયાની યાત્રાની હકીકત પૂછવા લાગ્યા પ્રભુના ચરણકમળનો મહિમા ગાતા, તેમણે જણાવ્યું, કે 'ગયાજીની યાત્રાનું તો હું શું વર્ણન કરું? તો ગયો જ થઈ ગયો ગદાધરના મંદિરમાં જતા જ ભગવાનના ચરણકમળનો મહિમા સાંભળ્યો પ્રભુના ચરણકમળ બધી જાતના જીવોને પાવન અને પ્રેમમય બનાવનારાં છે પાપીમાં પાપી જીવ પણ ભગવાનના ચરણકમળ પામી સહેજે સંસારને તરી જાય એ ચરણકમળના દર્શન થતા જ મને પરમ શાંતિ મળી ગઈ અને હું તો ભાન ભૂલી ગયો'

એ છેવટના શબ્દો બોલતા બોલતા, ચૈતન્યપ્રભુ ભાવાવેશમાં આવી ગયા અને મોટેથી રુદન કરવા લાગ્યા વૈષ્ણવો તો ખૂબ જ ગદ્ગદ થઈ ગયા પ્રભુને આશ્વાસન આપી તે બધા ભક્તો પોતપોતાને ઘેર વિદાય થયા

ચૈતન્ય મહાપ્રભુ પોતાના ગુરુ ગંગાદાસને મળવા ગયા ગંગાદાસને ચૈતન્યના ભાવપરિવર્તનની ખબર મળી ગઈ હતી તેઓ પોતે પુરતકિયા પંડિત હતા શાસ્ત્રો ભણવા અને ભણાવવા, તે જ તેમના જીવનનો વ્યવસાય હતો આમ છતા તેમને નિમાઈ પંડિત પર ખૂબ જ ભાવ હતો, કારણ કે તે કુશળ વિદ્યાર્થીને લીધે પોતાની પ્રતિષ્ઠા ખૂબ જ વધી હતી તેમની ભણાવવાની સરળ અને સચોટ શૈલીથી તે વધારે પ્રસન્ન હતા તેમણે લખેલી વ્યાકરણ પરની 'પંચીટીકા' વિદ્યાર્થીઓને અત્યંત પ્રિય થઈ હતી એટલે જીવનભર નિમાઈ પંડિત અધ્યાપક બની રહે અને નદિયાની પ્રતિષ્ઠા મેળવે, તે સિવાય ગુરુની, વિશેષ ભાવના શું હોઈ શકે? તેથી જ્યારે તેમણે સાંભળ્યું કે 'નિમાઈના હૃદયનું પરિવર્તન થયું છે' ત્યારે તે વાત તેમને ગમી નહી,

ચૈતન્ય મહાપ્રભુએ ગુરુ ગંગાદાસના ચરણકમળમાં પ્રણામ કર્યા ગુરુ તેમને ભેટી પડ્યા અને તેમના માથા પર હાથ ફેરવવા લાગ્યા તેમના કુશળ સમાચાર પૂછ્યા પછી તેમણે કહ્યુ

'ભાઈ નિમાઇ, તમે મારા પ્રિય વિદ્યાર્થી છો તમારા જેવા યોગ્ય વિદ્યાર્થીને ભણાવવાથી મારો પરિશ્રમ સફળ થયો છે તમે એક સમર્થ પંડિત બનીને મારુ નામ વિશેષ દીપાવ્યુ છે અધ્યાપનકાર્યમાં પણ તમે ઘણી નામના મેળવી છે તમારુ નામ સાભળી સેંકડો વિદ્યાર્થીઓ નવદ્વીપમાં આવે છે તમારો સ્વભાવ પણ ખૂબ સરળ છે તમે ભણાવવાનુ કામ છોડશો નહિ અને મૂર્ખાઓની નકલ કરશો નહિ જેઓ ભણ્યાગણ્યા હોતા નથી અને જેમનામાં બુદ્ધિ હોતી નથી, તેઓ ભક્તિને નામે ધેનધા કરે છે તમે તો વિદ્વાન, સમજુ અને મેધાવી છો તમારે એવી ધેનધા કરવાની જરૂર નથી ભલા ! આ બધા તો લોકોમા પૂજાવાના અને 'વાહ વાહ' કહેવડાવવાના દભ અને પાખડ છે '

ચૈતન્યપ્રભુ ગુરુની શિખામણ સાભળી રહ્યા હતા તેઓ નમ્રતા અને વિનયના અવતાર હતા તેમને હૈયે જે પ્રેમનો ઉન્માદ જાગ્યો હતો, તે કાઈ દભ કે દેખાવ નહોતો તેઓ સ્વભાવે ખૂબ જ સરળ હતા તેમને સમજાતુ નહોતુ કે 'મારુ આ જીવન કેમ બદલાઈ ગયુ છે?' તેમણે સરળતાથી જણાવ્યુ

'ગુરુદેવ ! આપની આજ્ઞા પાળવાનો હું સપૂર્ણ પ્રયત્ન કરીશ હું શું કરુ ? મારુ મન કાબૂમા નથી કહેવા કઈક ઇચ્છુ છુ અને કહેવાઈ જાય છે બીજુ આપ મને શુભ આશિષ આપો આપની જ કૃપાથી હું પંડિત થયો છુ '

ગુરુએ તેમને માથે પ્રેમપૂર્વક હાથ મૂક્યો અને જણાવ્યુ બેટા, બધુ ઠીક થઈ જશે ચિત્તને ઠેકાણે રાખતુ જોઈએ સમજુ બનીને

હવે વિદ્યાર્થીઓને પાઠ ભણાવવા શરૂ કરો. સેંકડો વિદ્યાર્થીઓ નિરાશ થઈ જાય, એવું વર્તન કરશો નહિ.'

'જેવી આપની આજ્ઞા' કહી ચૈતન્ય મહાપ્રભુએ વિદાય લીધી. બીજે દિવસે તેઓ નિયમ પ્રમાણે પાઠશાળામાં ગયા. સંજય અને તેમનો પુત્ર આથી ખૂબ જ પ્રસન્ન થઈ ગયા. પિતાપુત્રે પ્રભુના ચરણ-કમળમાં પ્રણામ કર્યા. બધા વિદ્યાર્થીઓ પણ પાઠ ભણવા માટે આવી ગયા હતા, કારણ કે છેલ્લા લગભગ માસથી તેમના પાઠ બંધ રહ્યા હતા. અને તે વિદ્યાર્થીઓને બીજે ભણવા જવામાં આનંદ આવતો નહોતો. ચૈતન્ય સાથે થોડીક આડીઅવળી વાતો કર્યા પછી વિદ્યાર્થીઓએ પોતાના ભણવાના વિષયો સંબંધી વાતો કરી. પણ ચૈતન્ય મહાપ્રભુની સ્થિતિ હવે શાસ્ત્રોને ભણાવી શકે, એવી ક્યાં હતી? તેમના હૃદય પર તો પ્રભુએ સ્થાન મેળવી લીધું હતું. વિદ્યાર્થીઓએ પાઠ ભણાવવા આગ્રહ કર્યો ત્યારે તેમણે જણાવ્યું કે, 'ભાઈઓ! આ લૌકિક શાસ્ત્રોમાં શું સાર ભરેલો છે? શ્રીકૃષ્ણનું નામ એ જ એક માત્ર સાર છે. કૃષ્ણનું નામ ઘણું જ મધુર છે. તેનું જ પાન કરો. તે કૃષ્ણ જ સર્વના ઉદ્ધારક છે અને સર્વના હૃદયમાં બિરાજમાન છે. તેમની ઇચ્છાથી જ સર્વ કંઈ થયા કરે છે. તેમની કૃપા મેળવવી, એ જ જીવનની સિદ્ધિ છે, માટે કૃષ્ણ કૃષ્ણ કહો. એ જ સાચી વિદ્યા છે.'

પ્રભુની એ મધુરી વાણી કેટલાક વિદ્યાર્થીઓને તો ખૂબ જ ગમી ગઈ, પરંતુ થોડા વિદ્યાર્થીઓ એવા પણ હતા, કે જેમને ભણી-ગણી, શાસ્ત્રી અને આચાર્યની પદવીઓ મેળવી લોકમાં ધન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવી હતી. એવા વિદ્યાર્થીઓ નમ્રતાથી જણાવવા લાગ્યા, 'ગુરુદેવ, આપ કેવી વાત કરો છો? એ બધી વાતો તો ભક્ત વૈષ્ણવો-એ વિચારવાની છે. અમને તો કૃપા કરીને અમારા જે ભણવાના પુસ્તકો છે, તેના જ પાઠ આપો.'

ગુરુદેવ તેમની વાત સાંભળીને હસ્યા અને પછી ધીરેથી પૂછ્યું, 'તમારે કયું શાસ્ત્ર ભણવું છે?' તેમણે આ પ્રમાણે પૂછતાથી વિદ્યાર્થીઓ નાચ નાચ થઈ ગયા. એક વિદ્યાર્થીએ વ્યાકરણનું મહાભાષ્ય ઉઘાડીને પૂછ્યું, 'ગુરુદેવ, સિદ્ધ વર્ણસમામ્નાય એ સૂત્ર આપ કૃપા કરીને સમજાવો.'

ચૈતન્ય મહાપ્રભુએ હસતા હસતા જણાવ્યું. 'સાંભળો, વર્ણોના (અક્ષરોના) સમૂહમાં કયો વર્ણ (અક્ષર) સિદ્ધ છે, એનો ઉત્તર આપતા આ સૂત્ર જણાવે છે, નારાયણ એ જ સર્વ વર્ણોમાં સિદ્ધ છે. કેમ બરાબર છે ને?' ત્યાં તો બીજો વિદ્યાર્થી પૂછતો, 'ગુરુદેવ, વર્ણોની સિદ્ધિ કયા પ્રકારે થાય છે?' તેનો ઉત્તર આપતા ચૈતન્યદેવે જણાવ્યું. 'ભાઈ, કૃષ્ણભગવાનની નજર પડતા જ બધા વર્ણો સિદ્ધ થઈ જાય છે.' વિદ્યાર્થીઓ તેમના એ ઉત્તર સમજી શકતા નહિ. એટલે કહેતા, 'ગુરુદેવ, ભક્તિભાવની વાતો જવા દો. જે વાત બરાબર હોય તે જ બતાવો.'

ચૈતન્યદેવ મનમાં જ વિચારતા, 'શ્રીકૃષ્ણના નામનું રટણ એ જ વાત બરાબર છે, પણ આ વિદ્યાર્થીઓને હવે તે હું સમજાવું શી રીતે?' ત્યાં તો એક ઉતાવળિયા વિદ્યાર્થીએ વ્યાકરણનો ગ્રંથ ખોલ્યો અને પૂછ્યું કે, 'ગુરુદેવ, આ ધાતુ (ક્રિયાપદ)નો પ્રયોગ કયા અર્થમાં થાય છે અને કાળ પ્રમાણે તેનું રૂપ કેમ બદલાય છે?' બધા વિદ્યાર્થીઓને આનંદ થયો કે આ તો વ્યાકરણનો જ વિષય છે, એટલે ગુરુદેવ સીધી જ વાત કરશે. ચૈતન્ય પ્રભુએ જણાવ્યું, 'ભાઈ, શ્રીકૃષ્ણના અર્થમાં જ બધા ધાતુઓનો સમાવેશ થાય છે. આ શરીરમાં સાત ધાતુઓ છે, તે ઉપરાંત સંસારમાં જેટલી ધાતુઓ છે, તે બધીનું મૂળ આદિકારણ કૃષ્ણ છે. કૃષ્ણ સિવાય બીજો કોઈ ધાતુ નથી, જેનો પ્રયોગ થઈ શકે. દરેક કાળમાં એ જ એક ધાતુનો ઉપયોગ થાય છે. બધા કાળમાં અને બધી દશામાં તેનું સમાન રૂપ

જ રહે છે ભગવાનનુ રૂપ નીલશ્યામ છે તેમની કાંતિ નવીન મેઘ જેવી તદ્દન સ્વચ્છ અને ભૂરા રંગ જેવી છે વૈડૂર્યમણિ કે વાદળની ઉપમા તો ફક્ત એને સમજાવવા પૂરતી જ છે, બાકી તો સસારની કોઈ વસ્તુ સાથે તેની સરખામણી કરી શકાય એવો તે નથી '

પ્રભુનો એ ઉત્તર સાભળીને તો વિદ્યાર્થીઓ વિચારમા જ પડી ગયા પ્રશ્ન પૂછનાર વિદ્યાર્થી તો કાંઈ સમજી શક્યો જ નહિ તેણે હાથ જોડી, વિનતિ કરી કે, 'ગુરુદેવ, ધાતુનો અર્થ કહેવાને બદલે આપ તો આડીઅવળી વાતો કરવા લાગ્યા '

ચૈતન્યપ્રભુ તે સાભળી ખડખડાટ હસી પડ્યા અને ફરી પાછા ગભીર થઈ ગયા થોડીવાર પછી તે રુદન કરવા લાગ્યા અને બોલવા લાગ્યા, 'હા કૃષ્ણ, તમે ક્યા ગયા ? હુ તમને ક્યા શોધુ ?' થોડી વાર પછી ભાનમા આવતા, તે કહેવા લાગ્યા 'વિદ્યાર્થીઓ ! શ્રીકૃષ્ણ કીર્તનથી જ ઉદ્ધાર થશે, સર્વ સિદ્ધિઓને આપનાર શ્રીકૃષ્ણનુ નામ છે શાશ્વત શાતિ આપનાર અને પ્રાણીમાત્રનુ કલ્યાણ કરનાર કૃષ્ણ જ છે, માટે હવે તમે બધા ઊંચેથી કૃષ્ણકીર્તન કરો ' અને એમ કહીને, તે મોટેથી ગાવા લાગ્યા

'हरे हरये नम कृष्ण यादवाय नम. ।
गोपाल गोविन्द राम श्रीमधुसूदन ॥

પ્રભુ ભાવાવેશમા આવીને ગાઈ રહ્યા હતા વિદ્યાર્થીઓ પણ બધુ ભૂલીને એક સ્વરથી બોલવા લાગ્યા કીર્તનના મધુર ધ્વનિથી ચારે દિશાઓ ગુજવા લાગી ચ ડીમડપમા આનદસાગર ઊભરાવા લાગ્યો વિદ્યાર્થીઓ સાથે બીજા પ્રેક્ષકો પણ કીર્તન કરવા લાગ્યા સ્થાવર અને જગમ બધા એ કીર્તનના રસમા લીન થઈ રહ્યા હતા પ્રભુનો ભાવાવેશ ઓછો થવા લાગ્યો ધીમે ધીમે તાળીઓ બધ થઈ ગઈ નામકીર્તન પૂરુ થતા જ બધા ચૂપચાપ શાત થઈ ગયા થોડી વારે પ્રભુ ઊઠ્યા અને એક પછી એક બધા વિદ્યાર્થીઓને ભેટ્યા

નાગ્મા વિદ્યાર્થીઓ ધ્રુસ્કે ધ્રુસકે રડવા લાગ્યા તેમને લાગ્યુ , 'હવે ચૈતન્ય મહાપ્રભુ પાઠશાળામા નહિ પધારે ' સાચે જ પ્રભુની એ છેલ્લી મુલાકાત હતી તેમને હવે શાસ્ત્રોની પક્તિઓ સૂઝતી નહોતી તેમને તો હવે કૃષ્ણકીર્તનની લેહ લાગી હતી વિદ્યાર્થીઓ બધા જ તેમના પગે પડી માફી માગવા લાગ્યા અને કરણ સ્વરથી કહેવા લાગ્યા, 'ગુરદેવ, અમને ભૂલશો નહિ ભલે આપ ભણાવવા ન આવો, પરતુ અમને આપની સાથે રાખજો અમે પણ કૃષ્ણકીર્તન કરીને જીવનનુ કલ્યાણ કરીશુ '

શ્રીચૈતન્ય મહાપ્રભુએ પાઠશાળાની વિદાય લીધી અને તેઓ ગગાકિનારે ચાલ્યા ગયા દરરોજ સાજના ત્યા વૈષ્ણવ ભક્તજનોની ભીડ જામતી હતી મૃદગ મજીરા, તાસા, ઢોલ વગેરે વાદ્યો સાથે ભક્તોના સુમધુર કઠથી કીર્તન-ભજનના પદો ગવાતા હતા શ્રીચૈતન્ય પ્રભુ પણ તે ભક્તમડળીમા ભળી જતા અને મધુર ધ્વનિથી કીર્તન કરતા હતા

પડિતાઈ પૂરી થતા જ ચૈતન્ય મહાપ્રભુના ઉરમા સેવકાઈ જાગી હતી ગગાકિનારે તેમને જે કોઈ વૈષ્ણવજન દેખાય તેના ચરણની રજ લઈ પ્રભુજી મસ્તક પર ચઢાવતા કોઈ વૃદ્ધ વૈષ્ણવજન મળતા જ, તે કાલાવાલા કરતા અને ગદ્ગદ્ સ્વરે જણાવતા, 'મહારાજ, મારા પર કૃપા કરો મુજ દુખિયાના દુખ દૂર કરો મને શ્રીકૃષ્ણ સાથે મેળવી દો મારી આટલી મન કામના પૂરી કરો '

તેમની એ કરણ વાણીથી વૈષ્ણવોના શરીર પર હર્ષના રોમાચ પ્રગટ થતા અને તેમના દર્શનમા હરિના દર્શન તથા તેમની સાથેના વાર્તાલાપમા હરિ સાથેનો વાર્તાલાપ માનીને વૈષ્ણવો પોતાની જાતને ધન્ય ગણતા હતા મહાપ્રભુએ વૈષ્ણવોની સેવા કરવાનુ સ્વીકાર્યું હતુ તેઓ કોઈને ચદન ઘસી આપતા, તો કોઈનુ ધોતીયુ ધોઈ આપતા, કોઈને પાણીનો ઘડો ભરી આપતા, કોઈના શરીરે

તેનની માલિશ કરતા વૈષ્ણવો સાથેની ચર્ચામા તેમને ખૂબ આનદ આવતો તેમના વાર્તાલાપનો સાર એટલો જ હતો કે,

નિરતર કૃષ્ણકીર્તન કરતા રહેવુ, એ જ જીવનનો સાર છે કૃષ્ણના મનોહર નામ વાણીને પવિત્ર કરે છે આ સમસ્ત જીવન કૃષ્ણ મય બની જાય, તો જ પ્રેમરસ જાગે ખાતા કૃષ્ણ, પીતા કૃષ્ણ ચાલતા કૃષ્ણ, ઊઠતા કૃષ્ણ, બેસતા કૃષ્ણ, હસતા કૃષ્ણ, રડતા કૃષ્ણ આ રીતે સદા કૃષ્ણ કૃષ્ણ જ કહેતા કૃષ્ણમા તન્મય રહેવુ જોઈએ

પ્રભુ સૌ વૈષ્ણવજનોના પ્રિય બની ગયા વડીલો કહેતા કે ચૈતન્યપ્રભુને કોણ ગાડા કહે છે? તેઓ તો શ્રીકૃષ્ણના પ્રેમમા મસ્ત છે આ તેમનો પ્રેમોન્માદ તો ભક્તની ઊચી કોટિનો છે જેની કૂખે આવો તેજસ્વી ભક્ત પ્રગટ થયો એ માતાને ધન્ય છે

હવે નદિયાના વૈષ્ણવોની નિરાશા દૂર થઈ હતી પહેલાના નિમાઈ પડિતના આચરણથી ઘણા વૈષ્ણવોના દિલ ઘવાયા હતા, પરતુ તેમની આ પ્રેમભક્તિના દર્શન કરતા જ તેમના હૃદય ભક્તિભાવથી ઊભરાવા લાગ્યા હતા

ચૈતન્યપ્રભુની એ વિચિત્ર દશા જોઈને શચિમાતા ખૂબ જ દુખી થયા, 'તેમની દશાને પ્રેમોન્માદ કહેવો કે ગાડપણ કહેવુ' તેનો નિર્ણય તે કરી શક્યા નહોતા તેમના ખાવાપીવામા, હરવાફરવામા કે સૂવા બેસવામા કાઈ પણ જાતની વ્યવસ્થા રહી નહોતી કોઈ તેમને જમાડે તો જમે, કોઈ સુવડાવે તો સૂવે આ વિપરીત દશા જોઈને શ્રીવિષ્ણુ પ્રિયાદેવી પણ મૂઝવણમા પડી ગયા હતા માતા અને પત્નીની મનો વેદના કોણ જાણી શકે? સ્નેહી સબધીજનો આવીને આશ્વાસન આપી જતા કોઈ કોઈ તો ચૈતન્યને વાયુરોગ કહીને, તેના ઉપચાર બતાવતા, તો કોઈ વળી નિમાઈને બાધીને ઓરડીમા પૂરી દેવાની સલાહ આપતા હતા શચિમાતાની મૂઝવણ ખૂબ જ વધી ગઈ હતી, તેમને કોઈ ઉપાય સૂઝતો નહોતો એક વખતે તો તેમણે શ્રીવાસ પડિત

તને ગોનાવવા માણસ મોકલ્યુ અને તે તરત જ આવી પહોચ્યા

તે સમયે ચૈતન્યપ્રભુ સ ધ્યાવ દન કરીને તુલસીક્યારામા પાણી રડતા હતા પિતા જેવા પૂજ્ય શ્રીવાસ પ ડિતને જોતા જ દોડતા ગયા અને તેમના ચરણોમા પડ્યા શ્રીવાસ તો તેમને ભેટી જ પડ્યા પ્રભુના અ ગનો સ્પર્શ થતા જ શ્રીવાસના શરીરમા વીજળી જેવા ચૈતન્યનો સ ચાર થયો તેમના શરીરે રોમાચ પ્રકટ થયો, તે તો ચૈતન્યને મુગ્ધ ભાવે જોઈ જ રહ્યા શચિમાતા આવ્યા અને શ્રીવાસ ચૈતન્ય સાથે ઘરમા ગયા શ્રીવાસના ખોળામા માથુ મૂકીને ચૈતન્ય ધ્રુસક ધ્રુસકે રડવા લાગ્યા તે જોઈને શચિમાતા પણ રુદન કરવા લાગ્યા અને શ્રીવાસ પાસે પોતાના પુત્રની એ વિપરીત દશાનુ વર્ણન કરવા લાગ્યા શ્રીવાસ પ ડિતે ધીરજથી બધી વાત સાભળીને જણાવ્યુ ક, 'શચિમાતા, તમારુ જીવન ધન્ય છે, તમે ભાગ્યશાળી છો તમે એવા પુણ્યશાળી પુત્રને જન્મ આપ્યો છે', જ સર્વ જીવોનુ કલ્યાણ કરશે, ભક્તિનો જે ભાવાવેશ ચૈતન્યને જાગી ઊઠ્યો છે તેનુ તો વર્ણન થઈ શકે એમ નથી આ દશાને જેઓ વાયુરોગ કહે છે, તેઓ પોતે જ વાયુરોગથી પીડાતા લાગે છે આ કોઈ રોગ નથી માટે તમે ચિ તા દૂર કરો અમે બધા ઝ ખતા હતા , 'નિમાઈ વૈષ્ણવ થઈ જાય તો વૈષ્ણવ ધર્મનો બેડો પાર થઈ જાય પ્રભુએ અમારી વાત સાભળી છે

શ્રીવાસ પ ડિતની એ વાત સાભળી શચિમાતાને કાઈક સ તોષ થયો ચૈતન્યપ્રભુએ પણ સરળતાથી જણાવ્યુ, 'પિતાજી, આપના દર્શનથી મને શાતિ થઈ બધા લોક મને વાયુરોગ જ કહેતા હતા માતાનુ દુ ખ જોઈ મારુ હૃદય પણ કપાઈ જતુ હતુ આપે મારુ દુ ખ પારખ્યુ અને માતાને આશ્વાસન આપ્યુ તે ઘણુ સરસ થયુ'

શ્રીચૈતન્ય પ્રભુએ શ્રીવાસ પ ડિત સાથે ખૂબ જ વાર્તાલાપ કર્યો શચિમાતાને અને વિષ્ણુપ્રિયાને આશ્વાસન આપીને શ્રીવાસ પ ડિતે વિદાય લીધી

શ્રીવાસ પંડિતને ખાતરી થઈ હતી કે, 'ચૈતન્યપ્રભુને જે ભાવાવેશ આવે છે, તે ભક્તિનો જ ભાવાવેશ છે.' શ્રીવાસ પંડિતને ત્યાં દરરોજ કૃષ્ણકીર્તન થતું હતું. તેમાં ચૈતન્યપ્રભુ પણ નિયમિત આવવા લાગ્યા. બધા મુખ્ય ભક્તો આવી જતા ત્યારે ઘરના કમાડ અંદરથી બંધ કરી દેવામાં આવતાં અને પછી કીર્તન શરૂ થતું. કીર્તનમાં ઢોલ, કરતાલ, મૃદંગ, મંજીરા વગેરે વાદ્યો આરોહ, અવરોહના ક્રમ સહિત વાગતાં, બધા ભક્તોની વચમાં ઊભા રહીને, ચૈતન્યપ્રભુ નાચતા હતા. તેમનું નૃત્ય ઘણું જ મધુર લાગતું. આનંદના આવેશમાં આવીને ભક્તો પોતાની જાતને ભૂલી જતા હતા અને પ્રભુ સાથે નૃત્ય કરવા લાગતા. આ ભજન-કીર્તન બંધ મકાનમાં થતાં, એટલે તેનો લાભ ઘણાને મળતો નહોતો, તેથી ઘણા ભક્તો હાથ જોડી નમ્રતાથી કીર્તનનો લાભ લેવા અંદર આવવા ઇચ્છતા. ધીરેધીરે ભક્તજનોની ભીડ વધવા લાગી અને શ્રીવાસનું ઘર નાનું પડવા લાગ્યું. તેથી હવે તો ચોકમાં જ કીર્તન જામતું હતું અને ત્યાં ભક્તજનોની ખૂબ ભીડ થતી. આખી રાત સંકીર્તન ચાલતું.

આ કીર્તનના કેટલાક વિરોધી જનો પણ હતા. તેમને આ બધું ગમતું નહોતું. શ્રીવાસ પંડિતનું ઘર તો કીર્તનમંદિર બની ગયું. ગદાધર, શુક્લામ્બર બ્રહ્મચારી, અદ્વૈતાચાર્ય વગેરે વૈષ્ણવો તો પ્રભુના અંતરંગ ભક્તો બની ગયા હતા. અને શ્રીચૈતન્યની રાતદિવસ સંભાળ રાખતા. હવે ચૈતન્યપ્રભુ આ ભક્તોની મંડળી સાથે જ રહેતા હતા. તેમનું હરવા-ફરવાનું, ખાવા-પીવાનું તેમ જ સૂવા-બેસવાનું બધું જ અનિયમિત થઈ ગયું હતું. પરંતુ તેમના ભાવાવેશમાં ઓર વધારો થવા લાગ્યો હતો. તેમના કીર્તનની છાપ ભક્તજનોના હૃદય પર અનેરો ભાવ જગાડતી હતી. ઘણાય તેમને કીર્તન કરતા જોઈને જ ભાન ભૂલી જતા અને રાત ક્યાં વીતી ગઈ, તેની ખબર પણ પડતી નહોતી!

જે લોકોને આ કીર્તનભક્તિ રુચતી નહોતી, તેમાંના કેટલાક

નદિયાના કાજી પાસે આને માટે ફરિયાદ કરી આના તેમને આશ્વાસન આપતાં કાજીએ જણાવ્યું કે, 'તમે લોકો કશી ચિંતા કરશો નહિ અમે કીર્તન બંધ કરાવી દઈશું' કાજીના જવાબથી આ લોકો ખુશ થઈ ગયા નદિયાના બજારમાં પણ આ કીર્તન સંબંધી જાતજાતની અફવાઓ ઊડવા લાગી શ્રીવાસ પંડિતને પણ ગભરામણ થઈ તેઓ ભક્ત મંડળીને કહેવા લાગ્યા કે, 'જો કાજી અહીં આવી પહોંચશે, તો આપણે શું કરીશું?' ભક્તજનો પોતપોતાની સૂઝ પ્રમાણે જવાબ આપવા લાગ્યા પરંતુ શ્રીવાસ પંડિતે ધીરજથી કહ્યું કે, 'જે થવાનું હશે તે થશે આપણે તો અહીં જ રહેવું છે અને કૃષ્ણકીર્તન કરવું છે જે કષ્ટ આવશે, તે સહી લેશું'

ચૈતન્યપ્રભુએ પણ આ વાતમાં સંમત થઈ જણાવ્યું, 'અરે, જે થવું હોય તે ભલે થાય, હવે ગૌડ દેશ છોડીને બીજે ક્યાં જઈશું? ત્યાં કંઈક કષ્ટ તો હશે જ શુભ કાર્યોની આવા સમયમાં જ પરીક્ષા થાય છે, દુઃખ એ તો ધર્મની કસોટી છે'

પ્રભુના ઉત્તરથી ભક્તજનો ખુબ જ આનંદ પામ્યા અને 'હરિ બોલ હરિ બોલ'થી વાતાવરણ પવિત્ર કરવા લાગ્યા દિવસો વીતતા ગયા તેમ અફવાઓ ઓછી થતી ગઈ અને સંકીર્તનની પ્રતિષ્ઠા વધવા લાગી

ચૈતન્યપ્રભુના સંકીર્તનમાં એક ભક્તજનનો ઉમેરો થયો હતો નિમાઈની સાથે નિતાઈની જોડી મળી હતી અને જાણે કે એક જ ભક્તિમાતાના પુત્રો હોય, તેવા અંગત બની ગયા હતા ચૈતન્યપ્રભુ પોતે જ નિમાઈ હતા, તો નિતાઈ નામ ધારણ કરનાર સંન્યાસી નિત્યાનંદ હતા

ગૌડ દેશના વીરભૂમિ જિલ્લામાં એક ચાકા ગામમાં તેમનો જન્મ થયો હતો પાસે જ માંડેશ્વર નામે એક પ્રસિદ્ધ શિવાલય

હતું, તેની કૃપાથી હાડાઈ ઓઝા અને પદ્માવતી દેવીને ત્યાં એ દિવ્ય બાળકનો જન્મ થયો હતો. યુવાન થતાં જ એક સંન્યાસીએ આવીને તેમનાં માતાપિતા પાસેથી તેમને માગી લીધા અને તેમને સંન્યાસની દીક્ષા આપી. ભારતનાં બધાં તીર્થોમાં ભ્રમણ કરતા કરતા, તે નવદ્વીપમાં આવી પહોંચ્યા અને પંડિત નંદનાચાર્યને ત્યાં ઊતર્યા. ચૈતન્ય પ્રભુ થોડાક ભક્તજનો સાથે તે ઘેર પહોંચી ગયા, ચૈતન્યને જોતાં જ નિત્યાનંદને ભાવાવેશ જાગ્યો અને તે મુગ્ધભાવે પ્રભુને જોઈ રહ્યા. પ્રભુએ તેમના બે હાથ પકડ્યા અને પોતે નૃત્ય શરૂ કર્યું. નિત્યાનંદ પણ ભાવાવેશમાં આવી નાચવા લાગ્યા. તેમને સાથે લઈને પ્રભુ શ્રીવાસ પંડિતને ત્યાં આવ્યા, શ્રીવાસ પંડિતે તો નિત્યાનંદને પોતાના પુત્ર જ માની લીધા અને તેમને પોતાને ઘેર જ રાખી લીધા.

નિમાઈ–નિતાઈની જોડી હવે તો સાથે જ નીકળતી અને નાચીકૂદીને 'હરિ બોલ, હરિ બોલ'ની ધૂન મચાવતી. તેમનાં નૃત્ય એટલાં તો આકર્ષક હતાં કે એ જોઈ બધા મંત્રમુગ્ધ બની જતા હતા, પખાવજ વગાડનારના હાથ પખાવજ પર જ રહી જતા, મંજીરાં વગાડનારાના હાથ બંધ થઈ જતા; વાદ્યો બધાં શાંત થઈ જતાં; 'હરિ બોલ'ની ધૂન પણ શાંત થઈ જતી અને બધા એક જ ભાવાવેશમાં સ્તબ્ધ થઈ જતા હતા.

શ્રી ચૈતન્યપ્રભુની ઇચ્છાથી શ્રી અદ્વૈતાચાર્ય પણ શાંતિપુર છોડીને માયાપુરમાં રહેતા હતા. વૈષ્ણવ ભક્તોમાં તે સૌ કરતાં વિશેષ વૃદ્ધ હતા. તેમની વિદ્વત્તા અને પ્રતિષ્ઠા ઘણાં ઉચ્ચ હતાં; તોપણ તે પ્રભુની ભક્તમંડળીમાં એકરૂપ થઈ જતા. તેઓ પણ બંને હાથ ઊંચા કરી, ખૂબ ભાવમાં આવી સંકીર્તન કરવા લાગી જતા. અદ્વૈતાચાર્ય પ્રેમના આવેશમાં આવી જોરથી નૃત્ય કરતા હતા, શરીરની સુધબુધ ભૂલી, તે પ્રેમમસ્ત બની જતા હતા. ભક્તજનો પણ પોતાના દેહનાં ભાન ભૂલી અદ્વૈતાચાર્યના તાલની સાથે સાથે પોતાના તાલ–સ્વર મેળવતા હતા.

નિમાઈ અને નિતાઈની જોડી તો નાચવામાં મસ્ત હતી, તેની સાથે આ વૃદ્ધ આચાર્ય પણ ભાવાવેશમાં આવીને નાચી જતા હતા.

અદ્વૈતાચાર્યે પોતાને ત્યાં એક યવન ભક્ત હરિદાસને રાખ્યા હતા. બંગાળના યશોહર જિલ્લાના બુડન ગામમાં તેમનો જન્મ થયો હતો. બાલ્યકાળમાં જ તેમના માતાપિતા ગુજરી ગયા હતા. તેઓ નાની ઉંમરથી જ ઘર છોડીને વનગ્રામ પાસેના બેનાપોલ નામના ઘોર જંગલમાં રહેતા હતા. પાસેના ગામમાંથી ભિક્ષા માગી લાવે અને રાતદિવસ ભગવાનના નામનો જપ કરે. થોડા વખતમાં તેમની ખ્યાતિ વધી ગઈ અને તેઓ 'હરિદાસ' નામે પ્રખ્યાત થયા. તેમનું મૂળ નામ તો ભુલાઈ જ ગયું હતું. તેમના નામસંકીર્તનથી જંગલમાં પણ મંગલ થઈ ગયું હતું. હિંસક પ્રાણીઓ પણ હિંસા-વેર ભૂલી તેમની ઝૂંપડી પાસે આવીને બેસતા હતા. તેમનો પ્રિય મંત્ર હતો:

હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

એ જપ તેમના હોઠ પર સદા રમ્યા કરતો હતો. તેઓ મોટે સ્વરે ભગવાનના જપ કરતા હતા. ઘણીવાર તો તેઓ ત્રણલાખ જપ કરવાનો નિયમ લેતા અને રાતદિવસ તે ચાલુ રાખતા. ચાર દિવસ સુધી તે હરિનામસ્મરણ ચાલુ રહેતું અને ત્યાર પછી જ તે ભિક્ષા લેવા ગામમાં જતા હતા. ત્યાંથી તેઓ શાંતિપુરમાં આવી રહ્યા અને અદ્વૈતાચાર્યની સાથે ચૈતન્ય મહાપ્રભુની ભક્ત-મંડળીમાં ભળી ગયા હતા. તે સમયે બંગાળમાં મુસલમાનોનું શાસન હતું. હરિદાસ પોતે મુસલમાન હોવા છતાં હરિનામ ગાતા તે કેટલાક મુસલમાનો અને કાજીઓને રુચ્યું નહિ, તેમને ઘણા સમજાવવામાં આવ્યા, પણ તેઓ તો હરિના દાસ બની ચૂક્યા હતા. ગોરાઈ નામના કાજીએ તેમની વિરુદ્ધ ફરિયાદ કરી અને બાદશાહ મુલ્કપતિ આગળ તેમને પકડી જવામાં આવ્યા. તેમની સરળતા અને સાધુતા

જોઈને બાદશાહે ધીરેથી તેમને જણાવ્યું, 'ભાઈ, તમે જાતના મુસલમાન છો. તમારે તો કલમા પઢીને મહંમદ સાહેબને શરણે આવવું જોઈએ. તમારા મુખમાં હરિનામ શોભતું નથી.'

હરિદાસે નમ્રતાપૂર્વક જણાવ્યું, 'બાદશાહ, આપે જે કહ્યું તે આપના વિશ્વાસ પ્રમાણે બરાબર છે. દરેક માણસનો વિશ્વાસ જુદો જુદો હોય છે. જેનો જેવો વિશ્વાસ, તેવું તેને ફળ મળે છે. ધમકાવવાથી કે ભય આપવાથી વિશ્વાસ બદલાતો નથી. આપના હુકમથી મારો વિશ્વાસ શી રીતે બદલી શકું?'

તેમની વાત સાંભળી, બાદશાહનું હૃદય પીગળ્યું અને તેણે જિજ્ઞાસાથી પૂછ્યું કે, 'ભાઈ, તમારી વાત મારા સમજવામાં આવે છે; પરંતુ હરિનામ તો હિંદુઓ માટે છે અને તમે તો મુસલમાન છો; માટે તમારે મુસલમાનોની પેઠે ઈમાન રાખવો જોઈએ.'

હરિદાસે જણાવ્યું, 'બાદશાહ, આપનું કહેવું બરાબર છે, પરંતુ વિશ્વાસ કાંઈ કોઈને આધીનની વાત નથી, જેવા પૂર્વના સંસ્કાર હોય, તેવો જ વિશ્વાસ રહેવાનો. મને ભગવાનના નામ પર વિશ્વાસ છે. તો હું તે નામ લઉં છું. કોઈ હિંદુ મુસલમાન બની જાય, તો તેને આપ સજા કરતા નથી; પણ કોઈ વિશ્વાસને લીધે હિંદુ બની જાય તો તેને આપ કેમ રોકો છો? આપ મને શા માટે કલમો પઢવાની ફરજ પાડો છો?'

બાદશાહ તો તેમના ઉત્તરથી ચૂપ થઈ ગયા; પણ કાજી અને મુસલમાનોના સખત આગ્રહથી તેમને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવી. સિપાઈઓ તેમને ફટકા મારતા મારતા લઈ ગયા અને તેઓ બેભાન બનતાં તેમના શરીરને ગંગામાં ફેંકી દેવામાં આવ્યું. ગંગા-ભાગીરથીના શીતળ જળથી તેમના ઘા રૂઝાઈ ગયા અને શાંતિપુર પાસે તે બહાર નીકળ્યા. ત્યાંથી તે સીધા જ અદ્વૈતાચાર્યને ત્યાં ચાલ્યા ગયા. આચાર્યે તેમને પોતાના પુત્ર ગણીને રાખ્યા. પંડિતોને એ વાત રુચી

નહિ. પરંતુ એ આચાર્ય હતા અને હરિદાસને પોતાને ઘેર રાખવામાં તેમને હૃદયથી આનંદ થયો હતો.

જેવી નિમાઈ–નિતાઈની જોડી હરિકીર્તનનો મહિમા વધારી રહી હતી; તેવી જ રીતે નદિયાનાં ગામોમાં તે વખતે જગાઈ–મધાઈની જોડી કળિયુગનો મહિમા વધારી રહી હતી. તે બન્ને બ્રાહ્મણકુમારો હતા; પરંતુ આચારવિચારે ઘણા જ દુષ્ટ હતા. ચોરી, લૂંટફાટ, ખૂન, ત્રાસ વગેરેથી તેઓ ત્યાંના લોકોને ત્રાસ આપતા હતા. તે એક ઠેકાણે રહેતા નહોતા; પરંતુ જુદા જુદા મહોલ્લાઓમાં જઈ ત્યાંના લોકો પર કેર વર્તાવતા હતા. દારૂના નશામાં પડી, તે ગમે તેમ ગાંડાની જેમ લવતા અને રાતદિવસ રખડ્યા કરતા. તેઓ કાજી, અમલદાર, વહીવટદાર વગેરેને લૂંટમાથી ભાગ આપતા હતા; તેથી તે બંને ભાઈ વિષે કોઈ કાંઈ ફરિયાદ સાભળતુ નહિ. જે ફરિયાદ કરવા આવતું, તેની પર જ ત્રાસ વર્તાવવામાં આવતો. હવે આ બંને ભાઈઓ કીર્તનના વિરોધી બન્યા હતા. કેટલાક ભક્તોને તેમના હાથનો પ્રસાદ પણ મળતો હતો. એક બે વખત તો તેમણે મૃદંગની ખોળ પણ ફાડી નાખી હતી.

એક દિવસ હરિદાસ અને નિત્યાનંદ તેમના ત્રાસનો શિકાર થઈ પડ્યા. હરિદાસ મસ્ત થઈને કીર્તન કરતા કરતા આવતા હતા. ત્યાં માર્ગમાં જ તેમને આ જોડીનો ભેટો થઈ ગયો. ભક્તો તો કીર્તન કરતા બંધ થઈ ગયા. પરંતુ હરિદાસે તો કીર્તન કરવાનુ ચાલુ રાખ્યું.

જગાઈએ તેમને કીર્તન બંધ કરવા કહ્યું. પણ તેથી તો હરિદાસ વધારે મસ્તીમાં આવી ગયા. જગાઈ અને મધાઈ તેમને લાકડીથી ફટકારવા લાગ્યા; પણ તેથી કાંઈ કીર્તન ઓછું રોકાય? હરિદાસ તો વધારે નાચવા લાગ્યા. બે ચાર ભક્તજનો ચૈતન્ય મહાપ્રભુ પાસે જઈ પહોંચ્યા; તેથી તે પોતાની ભક્તમંડળી સાથે ત્યાં આવી પહોંચ્યા. હરિદાસના માથામાંથી લોહીની ધારા નીકળતી હતી. તે જોઈને ચૈતન્યપ્રભુને ક્રોધ આવ્યો અને તેમનું સ્વરૂપ ભયાનક બની ગયું. તે

વિકરાળ ભયંકર સ્વરૂપ જોઈને પેલા દુષ્ટો ડરી ગયા. હરિદાસે પ્રભુના ચરણ પકડી લીધા અને દુષ્ટો પર કૃપા કરવાની પ્રાર્થના કરી. ચૈતન્યપ્રભુનો ક્રોધ ઊતરી ગયો અને ભાવાવેશમાં આવીને તે બંને દુષ્ટ પુરુષોને ભેટી પડ્યા. પ્રભુના કોમળ શરીરનો સ્પર્શ થતાં જ એ દુષ્ટજનો મૂર્છિત થઈ ગયા. 'હરિ બોલ'ના નાદથી તેમની મૂર્છા જાગી અને તેઓ પોતે કરેલાં પાપોનો પસ્તાવો કરવા લાગ્યા. બંને ભાઈઓને સાથે લઈ ચૈતન્યપ્રભુ ભક્તમંડળી સાથે ગંગાકિનારે ગયા અને ત્યાં તેમનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં આવ્યું. ત્યારથી તે બંને ભક્ત બની ગયા.

પ્રભુના સંકીર્તનનો પ્રચાર કરનારા હરિદાસ અને નિત્યાનંદ 'હરિ બોલ હરિ બોલ' કહીને આખા નગરમાં ફરતા હતા. કોક મંગલ પ્રસંગે કીર્તન કરનારી મંડળીઓ પણ નીકળતી. જ્યારે મંડળીમાં ચૈતન્ય મહાપ્રભુ પોતે નીકળવાના હોય, ત્યારે પહેલેથી ખબર આપવામાં આવતી. ભક્તો હાથમાં ઘંટ વગાડતા નગરના મહોલ્લે મહોલ્લે ફરતા અને ખબર આપતા કે, 'આજે સાંજે શ્રીચૈતન્ય મહાપ્રભુ સુમધુર સંકીર્તન કરતા કરતા નગરમાં ફરશે; માટે દરેક ભક્તે પોતપોતાના મહોલ્લામાં સંકીર્તનનું સ્વાગત કરવા આવી પહોંચવું.'

નગરજનો એ સમાચાર સાંભળી ખૂબ જ રાજી થતા. કીર્તનના કેટલાક વિરોધીઓ પણ હતા. તેમણે ત્યાંના કાજીને ભડકાવ્યો હતો અને તેણે જાહેર કીર્તન બંધ કરવાનો ઢંઢેરો પિટાવ્યો હતો. ચૈતન્યપ્રભુ તેના વિરોધમાં કીર્તન કરવાને નીકળવાના હતા. તેમણે પહેલેથી જ નક્કી કર્યું હતું કે 'મારે કીર્તન કરતા કરતા કાજીને ત્યાં જવું અને તેને કીર્તનનો મહિમા સમજાવવો.'

નગરકીર્તનમાં ચૈતન્ય મહાપ્રભુ ભાગ્યે જ નીકળતા હતા; તેથી પ્રભુનાં કીર્તન અને નૃત્ય જોવા માટે લોકો ખૂબ ઉત્સુક હતા. નગરનાં સૌ પ્રજાજનોએ પોતપોતાનાં ઘરઆંગણાં તોરણો, કેળના થાંભલા અને ધજાપતાકાથી સજાવવા માંડ્યાં. નગરની સડકો પર પાણીના

છંટકાવ કરવામાં આવ્યા. ધૂપ, ગૂગળ વગેરે સુગંધિત પદાર્થોને સળગાવવામાં આવ્યા. રસ્તાની બંને બાજુએ તોરણો અને ધજાપતાકાઓ શોભતી હતી. ભક્તજનોએ પોતપોતાનાં બારણાં આગળ પાણી ભરેલા મંગળકળશો મૂક્યા હતા.

સાંજ થતાં પહેલાં તો ચૈતન્ય મહાપ્રભુ કીર્તનમંડળી સાથે 'હરિ બોલ'નો ધ્વનિ કરતા નગરમાં નીકળી પડ્યા. ઊંચા હાથ કરીને પ્રભુ બધાંને આમંત્રણ આપતા હતા. તેમને જોઈને લોકોનાં ટોળાં નાચી ઊઠતાં હતાં. સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ, યુવાન બધાં જ માણસો કીર્તનમંડળી સાથે ચાલતા હતાં. ભક્તજનો પ્રેમથી નૃત્ય કરવા લાગ્યાં. બધાના પગ એકસાથે જ ઊપડતા હતા. ઘૂઘરાના રૂમઝૂમ ધ્વનિની સાથે ઢોલ, કરતાલ, ઝાઝ, મંજીરા વગેરે એક તાલથી બજતાં હતા. કીર્તનની જુદી જુદી મંડળીઓ પડી ગઈ હતી. પ્રભુની મંડળી સૌથી છેલ્લી હતી. ભાવાવેશમાં આવીને પ્રભુ હાથ ઊંચા કરી મસ્તક ડોલાવીને અલૌકિક ભાવ પ્રદર્શિત કરતા નૃત્ય કરતા હતા. આખી મંડળી ગંગાજીના ઘાટ તરફ જઈ રહી હતી. ભક્તજનો પોતાના ઘર આગળ આરતીઓ લઈને ઊભા રહ્યા હતા. કોઈ પ્રભુને પુષ્પો ચઢાવતાં, કોઈ માળા પહેરાવતા, કોઈ અત્તર સાથે ગુલાબજળ છાંટતા, તો કોઈ પ્રભુને અક્ષત, કુંકુમથી વધાવતા હતા.

ગંગાના ઘાટ પર આવીને થોડોક વિશ્રામ લઈ મંડળી આગળ વધી. પ્રભુએ કાજીને ઘેર જવાનું વિચાર્યું હતું. મંડળીઓમાં પણ ઘણાં ટોળાં ભેગાં થયાં હતાં. તેમાંના કેટલાક અણસમજુ માણસો 'કાજીને મારી નાખો. તેનાં ઘરબાર લૂંટી લો.' એ પ્રકારે હોહા કરવા લાગ્યા. મહાપ્રભુએ તેમને શાંત રહેવાનું કહ્યું. અને તેમને તોફાન કરતાં અટકાવ્યા. કાજી તો પહેલેથી ડરી ગયો હતો, એટલે બારણાં બંધ કરી અંદર ઘૂસી ગયો હતો. તેના આંગણામાં પ્રભુ મંડળી સાથે આવી પહોંચ્યા અને 'હરિ બોલ'ના મધુર ધ્વનિથી નૃત્ય કરવા લાગ્યા. થોડીવારે શાંતિ પથરાયા પછી પ્રભુએ કાજીના સેવકોને કહ્યું

કે, 'કાજી સાહેબને બહાર બોલાવો. તેમને કોઈ કશું નહિ કરે, તેની હું ખાતરી આપું છું.'

તે સાંભળીને કાજી સાહેબ બહાર નીકળ્યા. ચૈતન્યપ્રભુ તેમને ભેટી પડ્યા અને પોતાની પાસે બેસાડ્યા. મીઠી વાણીથી કાજીને ઠપકો આપતાં, પ્રભુએ જણાવ્યું, 'કાજી સાહેબ, આ શાની રીત છે, અમે આપને ઘેર આવ્યા અને આપ તો અમને જોઈને સંતાઈ ગયા.'

કાજીએ શરમાતાં શરમાતાં જણાવ્યું કે, 'ભાઈ, આપ મારે ઘેર પધાર્યા, તે મારું ભાગ્ય. મેં ધાર્યું હતું કે આપ ક્રોધાયમાન થયા હશો, એટલે આપનાથી ડર લાગતો હતો.'

હસતાં હસતાં પ્રભુએ જણાવ્યું કે, 'આપ તો અહીંના રાજ્યકર્તા છો એટલે આપની પર શી રીતે ક્રોધ થાય? પરંતુ આપ સઘળાંને કીર્તન કરતાં કેમ અટકાવો છો, તે જણાવો.'

કાજીએ સરળતાથી જણાવ્યું કે, 'નગરના ઘણા માણસોએ ફરિયાદ કરી એટલે અમારે કાયદેસર કીર્તન અટકાવવું પડ્યું છે, પરંતુ આપનો પ્રેમ અને ભાવાવેશ જોઈ હું પોતે મુગ્ધ થયો છું. હવે આપને કોઈ નહિ અટકાવે.'

કાજીના એ શબ્દો સાંભળી ભક્તજનો ખૂબ જ આનંદ પામ્યા. ચૈતન્યપ્રભુએ ત્યાં જ થોડીવાર કીર્તન કર્યું અને પછી બધી મંડળીઓને લઈને શ્રીવાસ પંડિતને ત્યાં બધા પહોંચી ગયા. કેટલાક ડરપોક અને બીકણો તો તે દિવસે કાંઈક ધમસાણ મચશે એવું ધારીને ઘરમાં ભરાઈ ગયા હતા. કાજીના માણસો પણ લડાઈ-ઝઘડા કરવા તૈયાર હતા, પરંતુ પ્રભુએ ભાવાવેશમાં આવીને જે અદ્ભુત ભજન કીર્તન કર્યાં તેથી આખા નગરમાં આનંદ ફેલાઈ ગયો હતો.

ચૈતન્ય મહાપ્રભુના એ સંકીર્તનની ભારે અસર થઈ રહી હતી, તે સાથે તેમની પોતાની અવસ્થા પણ બદલાતી જતી હતી. તેમનું ચિત્ત હવે કીર્તનમાં પણ લાગતું નહોતું. ભક્તો જ કીર્તન કરતા અને

પ્રભુ મૌન ધરી વચમાં ચાલ્યા કરતા. તેમનું મન હવે કાંઈક બીજું જ ઝંખી રહ્યું હતું. કૃષ્ણદર્શનની તાલાવેલી તેમને આતુર બનાવતી હતી. સંસારનાં બધાં જ બંધનો છોડી દૂર ભાગી જવાની તેમની ઇચ્છા ભક્તોથી છૂપી રહી નહિ. ધીરેધીરે તેમની ત્યાગ અને વૈરાગ્ય-વૃત્તિ વિશેષ જાગવા લાગી અને બધાંને ખાતરી થઈ ગઈ કે, 'હવે ચૈતન્ય મહાપ્રભુ તેમની વચ્ચે બહુ રહેશે નહિ.'

શચિમાતા અને વિષ્ણુપ્રિયાને પણ પ્રભુના ત્યાગની ખાતરી થઈ ગઈ હતી. બંને પ્રભુની સેવામાં ખૂબ જ સાવધાન રહેતાં હતાં. તેમની મરજી વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરતા નહિ. બંને માટે પ્રભુના હૃદયમા ખૂબ જ આદર હતો; પરંતુ જ્યાં અલૌકિક ભક્તિભાવ પ્રગટ થવાનો હોય ત્યાં ત્યાગ અને વૈરાગ્ય સિવાય બીજી બાબતો શી રીતે બની શકે?

ચૈતન્ય મહાપ્રભુની ત્યાગવૃત્તિ તીવ્ર બનવા લાગી હતી. તેમનું હૈયું વૈરાગ્યથી પૂર્ણ બન્યું હતું. તેમણે હવે જવા–આવવાનું, કીર્તન-મંડળીમાં ભળવાનું અને શણગાર સજવાનું છોડી દીધું હતું. તેમનું ચિત્ત ઉપરામ સેવતું હતું. નિત્યાનંદ અંગત સાથી બન્યા હતા. પ્રભુએ તેમને ખાનગીમાં બોલાવી, પોતાના હૃદયનો બધો નિશ્ચય કહી દીધો અને તેમણે જે દિવસે ઘર છોડવાનો નિર્ણય કર્યો હતો, તે દિવસ આવી પહોંચ્યો. તે રાતે જ ચૈતન્યપ્રભુ ઘર છોડીને ચાલી નીકળ્યા.

બીજા દિવસનું પ્રભાત થતાં જ, આખા નવદ્વીપમાં તે વાત વીજળીવેગે પ્રસરી ગઈ. શચિમાતા અને વિષ્ણુપ્રિયાને જે આઘાત થયો, તે તો કોઈ વત્સલ માતા કે પતિપરાયણા સ્ત્રી જ સમજી શકે! અદ્વૈતાચાર્ય, હરિદાસ, ગદાધર, શ્રીવાસ વગેરે પ્રભુને ઘેર આવી પહોંચ્યા. તે બધા ભક્તજનોને પણ ખૂબ જ આઘાત થયો હતો; પરંતુ 'હરિ બોલ'ના પવિત્ર નામસ્મરણથી તેમણે આખો દિવસ હરિકીર્તન કર્યું. શચિમાતાના હૃદયને દિલાસો આપી બધા ભક્તજનો છૂટા થયા અને મહાપ્રભુજીનો મહિમા ગાતા ગાતા પોતાને ઘેર ગયા.

શ્રીચૈતન્ય મહાપ્રભુના એ સંકીર્તનથી અનેક જનોના હૃદયોના પાપ ધોવાઈ ગયા હતા તેમ જ અનેક ભક્તજનોના હૃદયમાં ભક્તિરસનો પ્રવાહ વહેતો થયો હતો. એ સંકીર્તનલીલાનું વર્ણન કરતા શ્રીગૌરાંગસ્મરણમંગલમાં જણાવ્યું છે કે,

आज्ञापयच्च भगवानवधूतदासौ
नामानि गोकुलपतेर्नगरेषु दातुम् ।
सर्वत्र जीवनिचयेषु परावरेषु
यस्तं स्मरामि पुरुषं करुणावतारम् ॥

ભગવાન ચૈતન્ય મહાપ્રભુએ નિત્યાનંદ અવધૂત અને હરિદાસને ગામે ગામે ફરી ભગવાન કૃષ્ણના નામોનું કીર્તન કરવાની આજ્ઞા કરી હતી અને એ રીતે તેમણે સર્વ જીવો પર ખૂબ જ કૃપા વરસાવી હતી, એવા તે કરુણાસાગર પ્રભુનું હું હૃદયથી સ્મરણ કરું છું

ચૈતન્યપ્રભુ પોતે કીર્તન-સ્મરણમાં એટલા તો લીન બન્યા હતા કે, તે સંસારના સર્વ સુખદુઃખ વીસરી ગયા હતા તેમના ભાવાવેશનું આ એક ચિહ્ન છે

निद्रात्यागः स्नपनमशनं गोद्रुमाद्रौ विहारो
ग्रामे ग्रामे विचरणमहो कीर्तनश्चाल्पनिद्रा ।
यामे यामे क्रमनियमतो यस्य भक्तैर्बभूवु
तं गौराङ्गं भजनसुखदं हृद्‌‌यामं स्मरामि ॥

ભક્તિના ભાવાવેશમાં શ્રીચૈતન્ય મહાપ્રભુ રાતદિવસના સર્વ પ્રહરો ભક્તજનોની સાથે ગાળતા હતા તેમને નિદ્રા, સ્નાન, ભોજન વગેરે બધું અનિયમિત બની ગયું હતું ગામને ગોંદરે, વનમાં કે નદી વગેરેના કિનારે તેઓ વિહર્યા કરતા હતા, તેમ જ વારંવાર ભક્ત મંડળી સાથે જેઓ કીર્તન કરવા નીકળી પડતા હતા, તે સર્વને પળેપળ ભજનનું-ભક્તિનું સુખ આપનાર શ્રી ગૌરાંગ પ્રભુનું હું હૃદયથી સ્મરણ કરું છું

# ૪ : શ્રી કૃષ્ણચૈતન્ય ભારતી

विना सर्वत्यागं भवतिभजनं नह्यसुपते
इति त्यागोऽस्माभि कृत इह किमद्वैतकथया ।
अयं दण्डो भूयान् प्रबलतरसो मानसपशोः
इतीवाहं दण्डग्रहणमविशेषादकरवम् ॥

(ચૈતન્યચરિતનાટક)

'જીવનસ્વામી ભગવાનનુ ભજન સર્વ પદાર્થોના ત્યાગ સિવાય થઈ શકે નહીં' અર્થાત્ અમે આ સંસારનો ત્યાગ કર્યો છે, આમાં અદ્વૈતની કથા કંઈ આવતી નથી. આ મન પશુ જેવું ચંચળ છે અને વિષયોથી ભરેલા લીલોતરી જેવા સંસારમા ચરવાને ચાલ્યું જાય, તેને રોકવા માટે, આપ આ સંન્યાસનો દંડ ધારણ કર્યો છે. આ દંડ તો સંન્યાસ–સર્વત્યાગનુ સાધન છે એમ સમજીને અમે સામાન્ય રીતે દંડ હાથમા લીધા છે.'

સંન્યાસીના બાહ્ય ચિહ્નો વિષે થોડા મતભેદ જોવા મળે છે. શ્રી શંકરાચાર્યની જ્ઞાન–સંન્યાસદીક્ષામા ભગવા વસ્ત્ર આવશ્યક છે, પાછલા જીવનની બધી વાતોને બાળી અગ્નિમય બની જવુ, તેવો અર્થ ભગવા વસ્ત્રોનો છે. ભક્તિમાર્ગના સંન્યાસમા સફેદ વસ્ત્રને પણ સ્થાન છે, પણ ભગવા વસ્ત્રનો ત્યાગ નથી. આમ ત્યાગ અને વૈરાગ્યની પ્રતિષ્ઠા બન્ને માર્ગમા ઊંચી છે. જ્ઞાનપૂર્વકનો ત્યાગ હોય કે ભક્તિપૂર્વકનો ત્યાગ હોય; પરંતુ ત્યાગ પછી, વૈરાગી બન્યા પછી સંસારમા પાછા ફરવાનો નિષેધ તો બન્નેમા જોવા મળે છે; તેથી પૂર્વાશ્રમનુ નામ પણ બદલાઈ જાય છે.

શ્રી ચૈતન્ય મહાપ્રભુના જીવનમા જ્ઞાન અને ભક્તિ બન્ને માર્ગોના મધુર મિલન થયાં છે. તેમણે દંડ અને ભગવા વસ્ત્ર ધારણ કર્યા છે; તે સાથે વૈષ્ણવી દીક્ષા લીધી છે. તેમણે પ્રવર્તાવેલો ગૌડીય સંપ્રદાય

ત્યાગપ્રધાન છે અને તેમા શક્તિને પ્રાધાન્ય મળેલુ છે

શ્રી ચૈતન્ય પ્રભુએ અડધી રાતે માતા અને પત્નીને ભરનિદ્રા મૂકી ઘરનો ત્યાગ કર્યો, ત્યારે તેમનુ વય ચોવીસ વર્ષનુ હતુ તેં એકલા જ ગગાપાર કરીને કટવા ગામે આવી પહોંચ્યા ત્યા ગગ કિનારે સ્વામી કેશવ ભારતી તેમની પર્ણકુટીમા નિવાસ કરતા હત પ્રભુએ આવીને તેમના ચરણોમા પ્રણામ કર્યા અને સન્યાસદીક્ષા માગણી કરી

શ્રી કેશવ ભારતી નદિયા ગયા હતા અને તેમણે પ્રભુને ત્યા નિ લીધી હતી શ્રી ચૈતન્યના ભક્તિ, ભાવ, ત્યાગ, વૈરાગ્ય વગેરે ગ ગુણોથી તે પરિચિત હતા, પરતુ તેમને સન્યાસદીક્ષા આપી, ગ્ને ભક્તજનોને તેમનાથી વિમુખ રાખવાની ઇચ્છા કોને થાય? ઉપરાત તેમના વાંકડિયા વાળ, પીનાગ, કોમળ કાયા વગેરે એટલા મનોહર અને આકર્ષક હતા કે, વેશભૂષાની શોભાથી તેમને વ રિ રાખવા, તે જાણેઅજાણ્યે પ્રભુનો અપરાધ કરવા જેવુ હતુ

પણ શ્રીચૈતન્ય તો ભક્તિભાવથી એટલા બધા આતુર બન્યા હ અને તેમનો નિશ્ચય એટલો બધો દઢ હતો કે, તેમને નદિયા પા મોકલવા શક્ય ન હતુ આખરે શ્રી કેશવ ભારતી તેમને સંન્યાસ આપ તૈયાર થઈ ગયા. તેમના વાંકડિયા કેશમદાર કેશને ઉતારવાનુ કામ, હરિદાસ નામના હજામે કર્યુ હતુ, તેણે ઘણી વિનવણી પછી ક્રૂજત હાથે પ્રભુના કોમળ મસ્તક પર અસ્રો ફેરવ્યો હતો અને પછી હ મનના વાધનો ગગામા ફેંકી દઈ, પ્રભુનો સેવક બની ગયો હતો

કેશવ ભારતીએ પ્રભુના કાનમા નારાયણ મત્ર ફૂંક્યો અને 'હ કૃષ્ણ' કહી પ્રભુ બેભાન બની ગયા નિત્યાનદ અવધૂતે 'હરિ બોલ મંત્રથી તેમને જગાડ્યા 'કૃષ્ણ કૃષ્ણ' નામ રટતા પ્રભુએ ભગવા વસ્ત્ર ધારણ કર્યાં. તેમણે એક હાથમા કમંડળ અને બીજા ખભા પર દંડ ધારણ કર્યો અને ગુરની સામે આવીને ઊભા રહ્યા. ત્યારે

તેમની કૃષ્ણ પ્રત્યે ચેતનભક્તિ જોઈને 'કૃષ્ણચૈતન્ય' નામ આપ્યું અને સાથે ગુરુપરંપરા પ્રમાણે ભારતી નામ જોડીને 'હવેથી સ્વામી શ્રી કૃષ્ણચૈતન્ય ભારતી' તરીકે તેમના નામની પ્રતિષ્ઠા કરી

શ્રી સ્વામીજીએ કૃષ્ણચૈતન્યને પહેરવા માટે બે ભગવા વસ્ત્ર, એક ઉપવસ્ત્ર, બે કૌપીન (લંગોટી), એક ભિક્ષા માગવાનું વસ્ત્ર, એક ગોદડી અને એક કંબલ તેમ જ કમંડળ અને દંડ આપ્યા

સુવર્ણ રંગના પ્રભુના શરીર ઉપર ભગવા રંગના વસ્ત્રો ઘણા જ સુંદર લાગતા હતા તેમના ખભા પર કંથા (ગોદડી) પડી હતી, નાનું વસ્ત્ર માથા પર બાંધ્યું હતું પ્રભુએ સર્વસ્વનો ત્યાગ કરી, સંન્યાસીના એ શુભ ચિહ્ન ધારણ કર્યાં હતા

ઈશ્વરપુરીથી વૈષ્ણવી દીક્ષા લીધી ત્યારથી જ તેમના જીવનનું પરિવર્તન થયું હતું સંકીર્તન દ્વારા તેમણે નવદ્વીપમા ઉત્તમ રીતે ભક્તિનો પ્રચાર કર્યો હતો, પરંતુ તેમના વાંકડિયા વાળ, ગૌર વર્ણ, પીતાંબર વગેરે મનમોહક વેશભૂષા બીજાના હૃદયમા ઈર્ષ્યા જગાડતા હતા વળી બંગાળમા વામાચારનો પ્રચાર વધારે હતો એટલે કેટલાક સંન્યાસી પણ ત્યા ગૃહસ્થની અદાથી રહેતા હતા તેથી લોકો ગેરરસ્તે દોરાતા હતા એટલે લોકોના દુરાચાર શમાવવા માટે તેમ જ વિશ્વમા ભક્તિની ભાવનાને જગાડવા માટે શ્રી ચૈતન્ય મહાપ્રભુએ સંન્યાસ દીક્ષા લીધી હતી

સંન્યાસદીક્ષા લઈને તેઓ ગુરુદેવની આજ્ઞા લઈ નિત્યાનંદને સાથે લઈ પશ્ચિમમા આવેલા ગઢ પ્રદેશમા ભ્રમણ કરતા કરતા પોતાના પ્રદેશમા આવી પહોંચ્યા ફૂલિયા ગામમા હરિદાસજી રહેતા હતા તેમને સાથે લઈને ચૈતન્ય શાંતિપુરમા અદ્વૈતાચાર્યને ત્યા ગયા

માયાપુરમા ખબર મળતા જ ભક્તજનો કીર્તન કરતા કરતા ચૈતન્ય પ્રભુને મળવા શાંતિપુર આવ્યા પ્રભુ તે બધાંને મળવા સામે

ગયા અને બધા જ સ્નેહી ભક્તજનોને મળી ખૂબ આનંદ પામવા લાગ્યા તેમનો ભગવો વેશ અને મુંડન જોઈને કેટલાક પ્રેમી ભક્ત તો ચોધાર આંસુએ સારવા લાગ્યા નિત્યાનંદ માયાપુર જઈને શચિ માતાને તેડી લાવ્યા હતા માતાને જોતા જ ચૈતન્યપ્રભુ તેમના ચરણોમા ઢળી પડ્યા અને માતાના આશીર્વાદ માગ્યા પુત્રના વિયોગથી તેમના હૃદયને સખત આઘાત લાગ્યો હતો, છતા તે વીર પુત્રના માતા હતા તેમણે ધીરજ ધારણ કરી અને પુત્રને શુભાશિષ આપતા જણાવ્યુ કે, 'ચૈતન્ય! તારો માર્ગ મંગલમય બનો તુ અમારો મટીને વિશ્વનો બન્યો છે તારાથી અનેકના કલ્યાણ થશે અમારુ રક્ષણ તો ભગવાન કરશે, એ વિશ્વંભર છે, માટે તુ નચિંત થા'

માતાના એ ધીરજભર્યા વચનથી ચૈતન્યપ્રભુ ખૂબ જ રાજી થયા અને નિત્યાનંદને સાથે લઈને જગન્નાથપુરીના માર્ગે ચાલી નીકળ્યા તે મંડળી ફરતી ફરતી થોડા દિવસોમા ખાડી ગામ પાસે આવેલ છત્રભોગ તીર્થમા આવી પહોંચી ત્યા અંબુલિંગ નામે જળમા રહેલુ શિવનુ બાણ હતું, તેના તેમણે દર્શન કર્યા અને પછી ગૌડદેશની સરહદ પૂરી કરી અને ઓરીસાના પ્રદેશમા પ્રવેશ કર્યો

ત્યા ઓરીસાની સરહદ પર રામચંદ્રખાં નામનો અમલદાર ચોકી કરતો હતો ઓરીસાના રાજા પ્રતાપરુદ્ર અને ગૌડદેશના બાદશાહ વચ્ચે ઝઘડો ચાલતો હતો, તેથી સરહદ પરની કડક ચોકીને લીધે તે ઓળંગવી ખૂબ જ મુશ્કેલ હતુ ઘણાય યાત્રાળુઓ અહી આવીને અટકી જતા અને અમલદારોનો ખૂબ જ ત્રાસ પામતા અમલદારોની દયા થાય, તો જ સરહદ ઓળંગાય! ચૈતન્ય પ્રભુના દર્શન થતા જ રામચંદ્રખાં ખૂબ ખુશ થઈ ગયો અને તેણે પ્રભુની મંડળીને ગંગા પાર કરાવી ઓરીસાની હદ સુધી પહોંચાડી દીધી ઓરીસાના અમલદારોએ પણ હેરાનગતિ કર્યા વિના જ પ્રભુની મંડળીને યાત્રા કરવાની સરળતા કરી આપી ઓરીસાના તીર્થસ્થાનોમા યાત્રા કરતા

રના શ્રી ગૌરચૈતન્ય થોડા જ દિવસમાં જગન્નાથપુરી પાસે આવી પહોંચ્યા જગન્નાથના દર્શન કરવાની તેમની આતુરતા ખૂબ જ વધી ગઈ હતી એટલે બધી મંડળીને પાછળ મૂકીને તેઓ દોડતા દોડતા જગન્નાથપુરીમાં પહોંચી ગયા પુરીના નગરજનો આ અલૌકિક તેજસ્વી સંન્યાસીને દોડતા જોઈને, ઘણા તો આશ્ચર્ય પામી ગયા કેટલાક તેમને જોઈ રહ્યા, તેમ જ ઘણા તો કુતૂહલને વશ થઈ તેમની પાછળ પાછળ દોડવા લાગ્યા

મંદિરના સિંહદ્વારમાં પ્રવેશ કરીને તેઓ સીધા એકદમ કૂદકો મારીને ભગવાનની પાસે પહોંચી ગયા સુભદ્રા અને બળરામની સાથે બિરાજતા જગન્નાથ ભગવાનના દર્શન કરતા જ તેમનો ભાવાવેશ વધી ગયો અને ભગવાનની મૂર્તિનો ચરણસ્પર્શ કરવા દોડ્યા, એટલામાં જ પૂજારીઓએ તેમને રોકી લીધા તેની સાથે જ તેમને મૂર્છા આવી ગઈ અને ત્યાં ઢળી પડ્યા બધા લોકો ભેગા થઈ ગયા અને તે અલૌકિક દિવ્ય સંન્યાસીના દર્શન કરતા જ બધા આનંદનો અનુભવ કરવા લાગ્યા

એ જ વખતે ઓરીસાના રાજપંડિત આચાર્ય વાસુદેવ સાર્વભૌમ દર્શન કરવા માટે જગન્નાથમાં આવ્યા હતા તેમણે પ્રભુના એ દિવ્ય ઉન્માદના ભાવને ઓળખી લીધો તેમને ખાતરી થઈ ગઈ કે ભક્તિશાસ્ત્રમાં જે 'અધિરૂઢ મહાભાવ'નું વર્ણન છે, તે દિવ્ય ભાવ આ મહાપુરુષમાં જોવા મળે છે

તેમણે સેવકોની મદદથી તે સંન્યાસીને ઉપાડ્યા અને પોતાને ઘેર લઈ ગયા નિત્યાનંદ, મુકુંદદત્ત વગેરે થોડી જ વારમાં ત્યાં આવી પહોંચ્યા સાર્વભૌમના બનેવી ગોપીનાથ નદિયાના હતા તેમણે પ્રભુની મંડળીના માણસોને ઓળખી લીધા અને તે બધા સાર્વભૌમને ત્યાં જઈ પહોંચ્યા ચૈતન્યપ્રભુની મૂર્છા ઊતરી નહોતી મંડળીએ આવીને 'હરિ બોલ'ના મૃદુ ધ્વનિથી પ્રભુને જગાડ્યા પ્રભુ તરત જ બેઠા

થઈ ગના અને 'હા નાથ! યા છો?' કહી વિલાપ કરવા લાગ્યા પૂન ભાનમા આવ્યા પછી તેમણે આચાર્યના ચરણોમા પ્રણામ કર્યા સ્નાન વગેરે નિત્યકર્મથી પરવારી ચૈતન્ય પ્રભુએ પોતાની મ ડળી સાથે આચાર્યને ત્યા ભિક્ષા લીધી અને તેમના આગ્રહથી પાસેના તેમના માસાના ખાલી ઘરમા પ્રભુએ પોતાની મ ડળી સાથે ઉતારો કર્યો

પ ડિતવર્ય વાસુદેવ સાર્વભૌમ નૈયાયિક હતા, ઉપરાત અદ્વૈત વેદાન્તના સાન અભ્યાસી હતા પરિચય વધતા તેમને શ્રી ચૈતન્યની ભક્તિભાવના વિષે ખૂબ જ આદર જાગ્યો શ્રી શ કરાચાર્યના મત પ્રમાણે તેમણે જે સ ન્યાસદીક્ષા લીધી હતી, તોપણ તેમના સિદ્ધાન્ત ભક્તિમાર્ગને અનુસરતા હતા, તે જાણીને આર ભમા આચાર્યને થોડુ દુ ખ થયુ અને વ્યાસસૂત્રો પરના શાકરભાષ્યના સિદ્ધાન્તો તેમણે પોતે શ્રીકૃષ્ણચૈતન્યને સ ભળાવ્યા સાત દિવસ સુધી તેમણે મૌન રાખીને આચાર્ય પાસેથી શાસ્ત્રચર્ચા સાભળી, પર તુ તે પોતે કાઈ પણ બોલ્યા નહિ આચાર્યના આગ્રહથી તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યુ કે, 'વેદવ્યાસ ભાગવતશાસ્ત્રના રચયિતા છે અને તેમણે જ વેદાન્ત સૂત્રોની રચના કરી છે હવે એક જ વેદ વ્યાસ બે ગ્ર થોમા જુદા જુદા સિદ્ધાતો રજૂ કરે, તે બરોબર નથી અર્થાત્ બને ગ્ર થોમા એક જ સિદ્ધાત રજૂ થયો છે '

આચાર્યની શ કા નિર્મૂળ કરવા, શ્રીકૃષ્ણચૈતન્યે પોતે જ વેદાન્તસૂત્રો પર ભક્તિપૂર્ણની વ્યાખ્યા સ ભળાવી

'ભગવાન વ્યાસદેવના સૂત્રોનો શબ્દાર્થ ઘણી સહેલાઈથી સમ જાય એવો છે, પણ ભાષ્યકાર શ્રી શ કરાચાર્યે એકદેશીય અર્થ કરવા શબ્દોની ખેચતાણ ખૂબ જ કરી છે શ્રુતિમા જેમ બ્રહ્મના નિર્ગુણ નિરાકાર રૂપનુ વર્ણન છે, તેમ જ બ્રહ્મના સગુણ સાકાર રૂપનુ વર્ણન પણ છે શ્રુતિના વાક્યોમા અનેક ઠેકાણે ભગવાનના સગુણ સા કાર રૂપનુ વર્ણન પ્રત્યક્ષ રીતે જોવા મળે છે તેમ જ તેમની દિવ્ય લીલાઓ

અને કર્મોનાં વર્ણન પણ છે; તે વાક્યોને ગૌણ કરી છોડી દેવા, તે તો બુદ્ધિની વિલક્ષણતા છે. ભાષ્યકારે પોતાની પ્રતિભાશાળી બુદ્ધિનો અદ્ભુત પરિચય કરાવ્યો છે; પરંતુ ભગવાન વ્યાસદેવના અભિપ્રાયને તેમણે જ ઠીક રીતે વ્યક્ત કર્યો છે, એમ આપણે શી રીતે કહી શકીએ? એ જ સૂત્રોનું ભાષ્ય ભગવાન રામાનુજે વિશિષ્ટાદ્વૈતપરક કર્યું છે, ભગવાન મધ્વાચાર્યે એ જ સૂત્રો પર દ્વૈતપરક વ્યાખ્યાન કર્યું છે. એમ ત્રણેય ભાષ્યકારો વેદવ્યાસનાં સૂત્રો પર વ્યાખ્યાન કરે છે. ભગવાન વેદવ્યાસે વેદાંતસૂત્રો રચીને ભાગવતશાસ્ત્રની રચના કરી છે, તેમાં ભગવાનના બંને સ્વરૂપોનું સ્પષ્ટ દર્શન જોવા મળે છે, માટે વેદવ્યાસને ભગવાનનાં નિર્ગુણ અને સગુણ બંને સ્વરૂપ અભિપ્રેત હોય, એમ જોવા મળે છે.'

એ રીતે સાર્વભૌમ ભટ્ટાચાર્ય જેમ જેમ ચૈતન્ય પ્રભુના પ્રસંગમા આવતા ગયા તેમ તેમ તેમનું અભિમાન ગળી રહ્યું હતું. તે હવે શુષ્ક જ્ઞાની મટીને સહૃદય ભક્તજન બની ગયા હતા. એક વખત સવારે ખૂબ વહેલા ચૈતન્યપ્રભુ જગન્નાથનો પ્રસાદ લઈને સાર્વભૌમ પાસે આવી પહોંચ્યા અને તેમને પોતાને હાથે જ પ્રસાદ ખવડાવવા લાગ્યા. સવારે નાહ્યાધોયા વિના વાસીમુખે પ્રસાદ લેવો, તે એક પવિત્ર શૌચાચાર જાણનાર વિદ્વાન માટે તો અશક્ય જ; પરંતુ મહાપ્રભુના હાથનો પ્રસાદ લેવામાં તે વિદ્વાન એક અપૂર્વ આનંદ માણી રહ્યા હતા.

ચૈતન્યપ્રભુ આનંદમાં આવી નાચવા લાગ્યા અને સાર્વભૌમ ભટ્ટાચાર્ય પણ તાનમાં આવી તેમની સાથે નૃત્ય કરવા લાગ્યા. સાર્વભૌમનાં સ્ત્રી, પુત્ર અને શિષ્યો તો એ અપૂર્વ દૃશ્ય જોઈને આનંદ અનુભવી રહ્યાં હતાં. મહાપ્રભુ સાર્વભૌમને આલિંગન આપીને ગદ્‌ગદ કંઠે કહેવા લાગ્યા :

'આજે સાર્વભૌમ કૃતાર્થ થઈ ગયા, ભગવાન વાસુદેવે તેમને

શરણે લઈ લીધા. તેમનાં સંસારી બંધનો છૂટી ગયાં અને હવે તે પ્રભુના બની ગયા. તેમણે મને પણ ખરીદી લીધો છે. મારું આ પુરીમાં આવવું સફળ થયું.'

સાર્વભૌમ આનંદમાં આવી ગયા હતા. પ્રભુનાં ચરણકમળની રજ માથે ચઢાવી, તેમણે જણાવ્યું કે, 'આ બધી આપના ચરણોની કૃપા છે, નહિ તો મારા જેવા સંસારી મનુષ્ય ઉપર પ્રભુ કૃપા કેમ કરી શકે? આપે તો હાથ પકડીને મને સંસારસાગરમાંથી ઉગારી લીધો છે. હવે તો હું આપનો દીનહીન દાસ બની ગયો છું.'

આ વખતે બધા ભક્તજનો પણ આવી પહોંચ્યા હતા. પં. ગોપીનાથ, નિત્યાનંદ, મુકુંદ દત્ત વગેરેને ત્યાં આવેલા જોઈને ચૈતન્યપ્રભુએ કીર્તનનો મહિમા ગાવા માંડયો.

સાર્વભૌમે નમ્રતાથી પૂછ્યું: 'પ્રભો, ભગવાનનાં ચરણકમળમાં અનન્ય ભક્તિ ઉત્પન્ન થાય, તે માટે સર્વોત્તમ સાધન કયું?'

ક્રમળોમા પોતાની જાતને સોપી દીધી. સાર્વભૌમના એ જીવનપરિવર્તનની વાત ફેલાતા જ, જગન્નાથ અને ઓરીસાના બીજા પ્રદેશો-માથી રસિક ભક્તજનો ચૈતન્યપ્રભુના દર્શન કરવા માટે આવવા લાગ્યા. થોડો કાળ પુરીમા રોકાઈને ચૈતન્ય પ્રભુ એકલા જ દક્ષિણની યાત્રા કરવા નીકળી ગયા કોઈ પણ ભક્તજનને સાથે રહેવાની તેમણે ના પાડી દીધી તેમની સાથે થોડાક ભક્તજનોએ આવવાનો આગ્રહ રાખ્યો, તેમને માર્ગમા જ રાખીને તે આગળ વધી ગયા એકલા નિત્યાનંદ તેમની સાથે રહી ગયા કૂર્માચલ પર્વતમા આવેલ કૂર્મ ભગવાનના ક્ષેત્રમા આવીને એક કૂર્મ નામના વૈષ્ણવ ભક્તજનને ત્યા તેઓ થોડા દિવસ રોકાયા અને કૂર્મનિવાસી જનોને ભજન-કીર્તનનો આનદ આપ્યો અહી 'વાસુદેવ કોઢી' નામે વૈષ્ણવ ભક્તજન રહેતો હતો તેને આખા શરીરે ગળતા કોઢ થયા હતા અને અદર કીડા પડ્યા હતા આ ભક્તજન કીડાઓને કાઢવાની કોશિશ કરતો ન હતો એટલુ જ નહિ, પણ જે કીડા જમીન પર ખરી પડતા તેમને ઉપાડીને શરીરમા મૂકી દેતો અને પ્રેમથી જણાવતો: 'ભાઈ! તમે ક્યા જશો? કોઈના પગ નીચે ચગદાઈ જશો આ શરીરમા વાસ કરો, ત્યા તમને ખોરાક પણ મળશે'

• સસારીજનો તેના આ વર્તનથી હસતા હતા અને તેને ગાડો ગણતા હતા તે સદા ભગવાનના નામ ગાઈ, પ્રારબ્ધકર્મના ફળ ભોગવવામા આનદ માણતો હતો તે પરમ ભક્તને જોઈ, ચૈતન્ય મહાપ્રભુ તેને ભેટી જ પડ્યા વાસુદેવને માટે તો એ કોમળ સ્પર્શ અદ્ભુત બની ગયો એ ભક્તજનના ગળતા કોઢ તો ક્યાય ચાલ્યા ગયા અને તેનુ શરીર કચન જેવુ બની ગયુ. ભક્ત તો મસ્તીમા આવી નાચવા લાગ્યો ચૈતન્યપ્રભુ પણ ભાવાવેશમા આવીને નાચવા લાગ્યા એ રીતે પ્રવાસ કરતા અને સર્વજનોને ભગવાનના નામનો આસ્વાદ આપતા, ચૈતન્ય મહાપ્રભુ ગોદાવરી નદીને કિનારે આવી પહોચ્યા.

ગોદાવરીને કિનારે વિદ્યાનગર નામે શહેર હતું તે રાજ્યનો

કારભાર કરનાર રાજા રામાનંદરાય કરણ જાતી કાયસ્થ હતા સંસ્કૃત સાહિત્યમાં તે ઘણા જ નિપુણ હતા અને જાતે કાવ્યો રચતા હતા ભક્તિમાર્ગમાં પણ તે આગળ વધેલા હતા સાર્વભૌમ વાસુદેવે વિદ્યાનગરમાં રહેતા રામાનંદરાયને મળવા માટે ચૈતન્ય મહાપ્રભુને ખાસ જણાવ્યું હતું

ચૈતન્ય મહાપ્રભુને ગોદાવરીને કિનારે આપોઆપ જ રામાનંદની મુલાકાત થઈ આ બન્નેના મિલન આકર્ષક અને મધુર હતા એવું બન્યું કે ચૈતન્યપ્રભુ સ્નાન કરીને એક વૃક્ષની નીચે બિરાજમાન હતા, ત્યારે ત્યાં એક પાલખી આવી પહોંચી તેમાંથી એક ભદ્ર પુરુષ નીચે ઊતર્યા અને ગોદાવરીના જળમાં તેમણે સ્નાન કર્યું પછી સાથે આવેલા બ્રાહ્મણોની સાથે સ્તોત્રપાઠ ભણીને, દાન-દક્ષિણા આપી, તે પાછા ફરી રહ્યા હતા, ત્યાં જ તેમની નજર વૃક્ષ નીચે બિરાજમાન એ તેજસ્વી સંન્યાસી પર પડી તે તરત જ ત્યાં જઈ પહોંચ્યા અને પ્રભુના ચરણોમાં પ્રણામ કર્યા

શ્રીચૈતન્ય મહાપ્રભુએ ખાતરી કરવા માટે પૂછી લીધું, 'શું આપનું નામ જ રામાનંદરાય છે?'

અત્યંત નમ્રતાભરી વાણીથી તે ભદ્ર પુરુષે જણાવ્યું

'ભગવન્! આ દીન, હીન, ભક્તિવિહીન, અધમ શૂદ્રને જ લોકો રામાનંદ કહે છે'

એ ભદ્ર પુરુષ નમસ્કારી, જ્ઞાની અને કુલીન હતા, તોપણ હૃદય ભક્તિભાવથી ભરેલું હતું, તેથી પોતાની જાતને અત્યંત અધમ લેખતા હતા તેમની નમ્ર વાણીથી ચૈતન્યપ્રભુને ખૂબ જ આનંદ થયો અને તેમને ભેટી પડ્યા બન્ને ભક્તજનો વચ્ચે થોડોક રસિક વાર્તાલાપ થયા પછી, રાજા રામાનંદ છૂટા પડ્યા અને શ્રી ચૈતન્યપ્રભુ એક બ્રાહ્મણને ત્યાં ભિક્ષા લેવા ગયા

વિદ્યાનગરના ઉપવનમાં ગોદાવરીને કિનારે શ્રીપ્રભુ દશ દિવસ સુધી રોકાયા હતા. રાજા રામાનંદ રોજ ત્યાં આવતા હતા. તે સારા ભક્તકવિ હતા. તેમણે કૃષ્ણભક્તિ વિષયક અનેક સ્તોત્રો રચ્યા હતા. શ્રીચૈતન્ય પોતે ઉત્તમ જ્ઞાની અને ભક્ત હતા, તોપણ ભક્તના મુખેથી કૃષ્ણભક્તિ સાંભળવામાં ઊંડો રસ લેતા હતા. તે પોતે જિજ્ઞાસા ભાવે અનેક પ્રશ્નો પૂછતા હતા અને રાજા રામાનંદ હૃદયની સરળતાથી ઉત્તરો આપ્યે જતા હતા. તોપણ જ્ઞાનીજન હોવાનું અભિમાન તેમને હૈયે રહ્યું નહોતું ! ભક્તિરસથી ભરેલા એ વાર્તાલાપથી તેમને અપૂર્વ આનંદ આવતો હતો. ભગવાનના ગુણાનુવાદથી તેમની વાણી બની રહી હતી ! તેમની ભાવના આ શ્લોકમાં ઊતરી છે:

> कृष्णभक्तिरसभाविता मतिः ।
> क्रियतां यदि कुतोऽपि लभ्यते ।
> तत्र लौल्यमपि फलमेकं
> जन्मकोटिसुकृतैर्न लभ्यते ॥

આપણી મતિને કૃષ્ણભક્તિના રસથી ભાવનામય બનાવવી જોઈએ. જ્યાંથી મળે ત્યાંથી કૃષ્ણભક્તિનો લાભ મેળવી લેવો. ભક્તિરસમાં લોલુપતા એ પણ એક એવું ફળ છે કે, તે કરોડો જન્મના પુણ્યોથી પણ મળતું નથી.

તેમની વિદાય લેતાં શ્રીચૈતન્યે કહ્યું: 'રાય મહાશય, આ દશ દિવસ કૃષ્ણકથા સાંભળતાં ખૂબ જ આનંદમાં વહી ગયા ! આવો અપૂર્વ રસ મેં કદી મેળવ્યો નહોતો ! હવે આપ રાજકાજથી નિવૃત્તિ લઈ, પુરી આવો !'

અત્યંત નમ્રભાવે ઉત્તર આપતાં, રામાનંદે જણાવ્યું: 'પ્રભો ! એ બધું આપના જ હાથમાં છે. જ્યારે આપ આ ભવજંજાળ છોડાવશો ત્યારે જ તે છૂટશે. અત્યારે તો એ મારી શક્તિ બહારની વાત છે. આપ કૃપા કરો, તો મારું જીવન ધન્ય બને !'

તેમના હૃદયનો અભિપ્રાય સમજી જતા, શ્રીચૈતન્યને વાર લાગી નહિ તેમણે સરલભાવે જણાવ્યુ :

'ઠીક છે દક્ષિણની યાત્રા કરી હું પાછો ફરુ, ત્યારે આપ મારી સાથે પુરી આવજો '

રાજા રામાનંદ તેમના ચરણોમા પડી ગયા પ્રભુએ તેમને ઊભા કરી, પ્રેમથી આલિંગન આપ્યુ અને તેમણે દક્ષિણની યાત્રા માટે વિદાય લીધી આ દક્ષિણની યાત્રામા તેમની સાથે કૃષ્ણદાસ નામનો એક સેવક હતો કૃષ્ણા, કાવેરી, તામ્રપર્ણી જેવી નદીઓને કિનારે તેમ જ દક્ષિણ સમુદ્રના સંગમ પર આવેલા પુણ્યતીર્થોમા દર્શન, સ્નાન વગેરે કરતા કરતા, તેઓ શ્રીરામેશ્વર અને કન્યાકુમારી આવ્યા પછી ત્યાથી અરબી સમુદ્ર પરના પશ્ચિમ ઘાટોના તીર્થોમા ભ્રમણ કરતા કરતા, તુંગભદ્રા, કૃષ્ણા, ભીમા વગેરે નદીઓને કિનારે થઈને તેમણે ત્રિવેન્દ્રમ્, નાસિક, પંઢરપુર વગેરેની યાત્રા પૂરી કરી પછી ખંડના થઈ ગુજરાતના દ્વારકાતીર્થ સુધીની યાત્રા કરી, તે પછી તેઓ દક્ષિણ તરફ પાછા ફર્યા ગોદાવરીને કિનારે થઈ વિજયનગર આવ્યા અને ત્યાથી જગન્નાથપુરી પધાર્યા હતા શ્રીચૈતન્ય મહાપ્રભુએ પહેલો ચાતુર્માસ શ્રીરંગમા ગાળ્યો હતો તેમની આ યાત્રામા લગભગ બેથી ત્રણ વર્ષ જેટલો સમય પસાર થયો હતો તેમના સંપર્કમા આવનાર અનેક દીન, દુખી, પાપીજનોનુ કલ્યાણ થયુ છે, તે સાથે અનેક ભક્તજનો, જ્ઞાનીજનો અને યોગીજનોએ તેમના સત્સંગથી પરમ લાભ ઉઠાવ્યો છે તે સર્વેએ પોતાના મત, આગ્રહ છોડી, કૃષ્ણકીર્તનમા પોતાના ચિત્ત પરોવ્યા છે

તેમની આ દક્ષિણ યાત્રાના અનેક પ્રસંગોમાથી થોડા દાખલા આપણે અહી જોઈએ

શ્રી મહાપ્રભુ જ્યારે સિદ્ધવટમા પધાર્યા ત્યારે ત્યા એક [illegible] વૃક્ષની નીચે બેસીને ગીતાનો પાઠ કરતો હતો તેને [illegible]

શ્રદ્ધા હતી પણ તેને શ્લોકોના શુદ્ધ ઉચ્ચાર આવડતા નહોતા તેનો એને ખેદ થતો હતો તે શ્લોકો વાચતો જતો અને તેની આખમાથી દડદડ આસુઓ વહેતા હતા શ્રી ચૈતન્ય મહાપ્રભુ ખૂબ જ પ્રેમથી તેનો ગીતાપાઠ સાભળતા હતા ગીતાપાઠ પૂરો થતા જ, તે બ્રાહ્મણને શ્રી ચૈતન્ય પ્રભુ ભેટી પડ્યા નિર્દોષ બ્રાહ્મણે તેમને પોતાની અજ્ઞાન દશા જણાવી તેને આશ્વાસન આપતા, પ્રભુએ જણાવ્યું કે,

ભૂદેવ ! તમે ધન્ય છો ભગવાન તો ભાવના ભૂખ્યા છે જે ભાવ શુદ્ધ હશે તો તેનુ ફળ શુદ્ધ જ મળશે ભાવશુદ્ધિની સાથ પાઠ શુદ્ધ હોય, તે તો સોનામા સુગધ જેવુ ! તમે પ્રયત્ન કરશો તો તમને શુદ્ધ પાઠ કરતા આવડી જશે '

શ્રીચૈતન્યની તે આશ્વાસનભરી વાણીથી બ્રાહ્મણને ખૂબ જ આનદ થયો અને પ્રભુએ તેને શુદ્ધ પાઠ કરવાનો ઉપાય બતાવ્યો

શ્રીચૈતન્ય પ્રભુ શ્રીરગ ક્ષેત્રમા વેકટ ભટ્ટ નામના વૈષ્ણવ બ્રાહ્મણ ને ત્યા ચાતુર્માસ રહ્યા હતા તેમનો પુત્ર શ્રી ગોપાલ ભટ્ટ શ્રીચૈતન્યના અતરગ ભક્ત બની ગયો હતો વૃદાવનમા રહેતા શ્રીચૈતન્યના પરમ અનુરાગી છ ગોસ્વામીઓમા શ્રી ગોપાલભટ્ટનો પણ સમાવેશ થાય છે તેમની રચનાઓ હરિભક્તિવિલાસ, શ્રી ચૈતન્યચદ્રામૃત નવદ્વીપ શતકમ્ વગેરે પ્રસિદ્ધ છે

મદુરામા શ્રીચૈતન્યને એક રામભક્તનો ભેટો થયો હતો તેણે શ્રીપ્રભુને ભિક્ષા માટે બોલાવ્યા હતા પરતુ બપોર સુધી તેણે રસોઈ તૈયાર કરી નહોતી તપાસ કરતા તે રામભક્તે સરળ ભાવે જણાવ્યુ 'પ્રભો ! આ કાઈ અયોધ્યા થોડી છે, તે દાસદાસીઓ કામે લાગે ? આ તો અરણ્યવાસ ! લક્ષ્મણજી જગલમાથી ફળફૂલ લાવશે, ત્યારે સીતામાતા રસોઈ કરશે અને ત્યારે મારા સરકાર પ્રસાદ પામશે

તેને હૈયે રામકથા વસી હતી જાણે કે આજે જ ભગવાન રામ અરણ્યમા વસતા હોય તેનુ દુખ તેને હૈયે હતુ તેનુ જીવન જ

રામભાવથી ઓતપ્રોત હતું. તેના નિર્દોષ ભાવથી શ્રીચૈતન્ય પ્રભુનું હૈયું ડોલી ઊઠયું. રામભક્તની સાથે તે પણ નાચ કરવા લાગી ગયા. બપોર પછી રસોઈ તૈયાર થઈ અને રામ સરકારને નૈવેદ્ય ધરવામાં આવ્યું અને તેણે શ્રીપ્રભુને ભિક્ષા પીરસી બાકીનો પ્રસાદ ઢાંકી રાખ્યો. ચૈતન્યપ્રભુએ તેને પ્રસાદ લેવા આગ્રહ કર્યો. તે બ્રાહ્મણ રડતાં રડતાં કહેવા લાગ્યો :

'અરે મારા પ્રભુ! હવે પ્રસાદ શી રીતે લેવાય? પેલો દુષ્ટ રાવણ આવીને સીતામાતાને હરી ગયો. એ દુષ્ટ રાક્ષસે માતાનો સ્પર્શ કર્યો; આથી વધારે દુઃખ શું હોઈ શકે? હું હવે જીવીશ નહિ.'

શ્રી ચૈતન્ય પ્રભુ તે રામભક્તનો મુગ્ધ ભાવ જોઈ, ખૂબ જ વિસ્મય પામી ગયા. તેમણે સાકેતમાં બિરાજતી નિત્ય યુગલ છબિનો મહિમા ગાયો અને રાવણે તો છાયારૂપ સીતાનું હરણ કર્યું હતું, એ કૂર્મપુરાણમાં આવેલી કથા સંભળાવી, તેથી રામભક્તનું દુઃખ ઓછું થયું, પણ તેને 'છાયારૂપ સીતા' વિષે ખાતરી થઈ નહિ.

જ્યારે શ્રીપ્રભુ રામેશ્વર પધાર્યા ત્યારે ત્યાં એક ઠેકાણે કૂર્મ-પુરાણની કથા ચાલતી હતી. 'સીતાજીએ છાયારૂપ ધારણ કર્યું' એ જ પ્રસંગ ચર્ચાતો હતો. શ્રીપ્રભુએ તેની નકલ કરી લીધી અને તે લઈ પાછા મદુરા પધાર્યા. તે રામભક્તને કૂર્મપુરાણના શ્લોકો વાંચી સંભળાવી તેના હૃદયનું દુઃખ દૂર કર્યું.

શ્રીચૈતન્ય પ્રભુ જ્યારે અક્ષયવટમાં બિરાજતા હતા, ત્યારે એક નિર્જન શિવાલયમાં તેમણે રાત્રિ ગાળી હતી. ત્યાં તીર્થરામ નામનો એક ધનિક યુવાન સત્યાબાઈ અને લક્ષ્મીબાઈ નામની બે વેશ્યાઓ સાથે આવી પહોંચ્યો.

શ્રીચૈતન્ય પ્રભુની સુંદર કમનીય મૂર્તિ જોઈ, તે સ્નેહને ખૂબ જ વિસ્મય થયો. તીર્થરામને પરીક્ષા કરવાનું સૂઝ્યું અને તેણે બન્ને વેશ્યાઓને એકાન્તમાં બિરાજતા શ્રીપ્રભુ પાસે મોકલી. બન્નેનું ...

કીર્તનમાં આનંદમગ્ન હતા. મધુરસ્વરે તે ભગવાનનું નામ લેતા હતા. થોડીવારે તેમણે આંખો ખોલી, બન્ને સ્ત્રીઓને જોઈને શ્રીચૈતન્ય પ્રભુએ હાથ જોડ્યા અને નમ્રતાથી પૂછ્યું:

'માતાઓ! આપના આ દીન સંતાન માટે શુ આજ્ઞા છે? હું આપની શી સેવા કરું?'

એ મધુર વચનોની જાદુઈ અસર થઈ. બન્ને વેશ્યાઓ તે પ્રભુના ચરણોમાં પડી અને ક્ષમા માગવા લાગી. તીર્થરામ પણ ત્યાં આવી પહોંચ્યો. તેને આશ્વાસન આપતાં શ્રીપ્રભુએ જણાવ્યું:

'તમે પાપી નથી, પુણ્યાત્મા છો. પ્રભુના કૃપાપાત્ર છો. તે કરુણામય શ્રીહરિ બધાનું ભલું કરે છે. તમે તમારા મનમાંથી ગ્લાનિ કાઢી નાખો. નિત્ય હરિનું કીર્તન કરો.'

તે પાપીજન પ્રભુના સંસર્ગથી સુધરી ગયો અને શુદ્ધ વૈષ્ણવ બની ગયો. બન્ને વેશ્યાઓને પણ પ્રભુએ હરિ નામનો આદેશ આપ્યો.

શ્રીપ્રભુ જ્યારે મલ્લાર દેશમાં પધાર્યા ત્યારે ત્યાં ભગવાંધારી ભરથરી સાધુની એક જમાત આવી હતી. તેમનો વેશ સાધુનો હતો, પણ તેમના આચારવિચાર ચોરલૂંટારુ જેવા હતા. તેમણે શ્રીચૈતન્યના સેવક કૃષ્ણદાસને ફોસલાવી, પટાવી પોતાની જમાતમાં લઈ લીધો. શ્રી પ્રભુ તેને સમજાવવા ગયા, ત્યારે આ લોકોએ તેમની પર દંડા-લાઠીથી આક્રમણ કર્યું; પરંતુ શ્રીપ્રભુના દિવ્ય પ્રભાવથી તે અંજાઈ ગયા અને કૃષ્ણદાસને પડતો મૂકી ભાગી ગયા.

ત્યાંથી શ્રીપ્રભુ ભગવાન શંકરાચાર્યે સ્થાપેલ દક્ષિણ મઠ શંગેરીમાં જઈ પહોંચ્યા અને ત્યાંથી ઊડૂપીમાં આવેલ મધ્વાચાર્યના મઠમાં ગયા. ત્યાંથી પંઢરપુર ગયા, ત્યારે શ્રી માધવેન્દ્રપુરીના શિષ્ય શ્રીરંગપુરીની તેમને મુલાકાત થઈ. તેમણે શ્રીપ્રભુ સાથે પ્રસંગ પડતાં, તેમના પૂર્વાશ્રમના મોટાભાઈની હકીકત જણાવી હતી.

'આપ શ્રી જગન્નાથ મિશ્રના પુત્ર થાવ, તે જાણીને ખૂબ જ આનંદ થયો. તેમના મોટા દીકરાએ અહીં જ સંન્યાસ લીધો હતો અને શંકરારણ્ય નામ રાખ્યું હતું; પરંતુ બે જ વર્ષમાં તેમણે શરીર છોડી દીધું.'

શ્રીરંગપુરીનાં દર્શનથી શ્રીચૈતન્ય પ્રભુ ખૂબ જ પ્રસન્ન થયા અને ત્યાંથી ખંડવા દેશમાં ચોરાનંદી વનમાં આવી પહોંચ્યા. તે વનમાં લૂંટારા રહેતા હતા. તેમનો આગેવાન નૌરોજી ઘણો જ ક્રૂર અને ઘાતકી હતો. તેના નામથી લોકો થરથરતા હતા. તે વનના એક વૃક્ષ નીચે શ્રીચૈતન્ય પ્રભુએ આસન જમાવ્યું અને મીઠા સ્વરે શ્રીહરિના નામ ઉચ્ચારવા માંડ્યાં. નૌરોજીનો પડાવ તે જ વૃક્ષની નીચે હતો. તેના કાન પર શ્રીપ્રભુના મુખનાં હરિનામ પડતાં જ, તેનાં ભાગ્ય ઊઘડી ગયાં. તેનું પથ્થર જેવું હૃદય પણ પીગળી ગયું. તે શ્રીચૈતન્ય પ્રભુ પાસે આવી વિનતિ કરવા લાગ્યો :

'પ્રભો ! આપે આજે મારા પર જાદૂ કર્યો છે. આપ જે મંત્રનો પાઠ કરો છો, તે મંત્રનો ઉપદેશ મને આપો. હું આપના ચરણની રજ છું. હિંસા, ચોરી, લૂંટફાટ કરીને મેં ઘોર પાપ એકઠાં કર્યાં છે. હું પતિત છું, પાપી છું, આપ મારો ઉદ્ધાર કરો.'

શ્રીપ્રભુએ તેને આશ્વાસન આપતાં જણાવ્યું :

'નૌરોજી, તું ઘણો જ ભાગ્યશાળી છે. શ્રી કૃષ્ણકીર્તન કરવું, એ જ જીવનનો સાર છે. તું ગભરા નહીં. ભગવાને જણાવ્યું છે કે, 'ભલેને કોઈ ગમે તેટલો દુરાચારી હોય, પરંતુ જો મને તે અનન્ય ભાવથી ભજે, તો તેને સાધુ જ માનવો. તારા પર પ્રભુની દયા છે, તેથી તને આ સદ્બુદ્ધિ સૂઝી છે. હવે તું નિરંતર હરિનામનું કીર્તન કર્યા કર.'

નૌરોજી પ્રભુને શરણે ગયો અને પ્રભુએ તેને મંત્રનો ઉપદેશ આપ્યો. સવાર થતાં જ ચૈતન્યપ્રભુએ ત્યાંથી ચાલવા માંડ્યું. એટલે

નૌરોજી બધુ જ છોડીને તેમની સાથે થયો પ્રભુએ તેનો ઉદ્ધાર કરવા માટે જ તેને સાથે લીધો હતો ત્યાથી નાસિક, પચવટી વગેરેના દર્શન કરીને શ્રીચૈતન્ય પ્રભુ ગુજરાતમા વગેરેમા આવી પહોચ્યા, ત્યા જ નૌરોજીએ પોતાના દેહનો ત્યાગ કર્યો પોતાના શ્રીપ્રભુને તે નૌરોજી પર પોતાના આત્મીયજન જેટલો ભાવ હતો તેમણે પોતે જ તેના નશ્વર દેહને સમાધિ અપાવી હતી સાચે જ ! જન્મથી હિંસા અને ક્રૂર કર્મ કરનાર એ લૂટારો અજરઅમર બની ગયો !

શ્રીચૈતન્ય પ્રભુ ગુજરાતના તીર્થસ્થાનોમા ભ્રમણ કરતા કરતા દ્વારકા પહોચ્યા, અને ત્યાથી પ્રભાસપાટણ અને ગુપ્ત સરસ્વતીના દર્શન કરી પાછા ફર્યા તેઓ પાછા દક્ષિણ માર્ગે જ ગોદાવરીને કિનારે કિનારે વિદ્યાનગર આવી પહોચ્યા રાજા રામાનદને પ્રભુના આગમનથી ખૂબ જ આનદ થયો તેમના આગ્રહથી શ્રીચૈતન્ય પ્રભુ બે ત્રણ દિવસ રોકાયા અને પછી થોડા જ દિવસોમા જગન્નાથ પુરીમા આવી પહોચ્યા

શ્રી વાસુદેવ ભટ્ટાચાર્યે પ્રભુના નિવાસ માટે એકાત સ્થાન પસદ કર્યું હતુ કટકના અધિપતિ મહારાજા પ્રતાપરુદ્રના પુરોહિત કાશીમિશ્રને રહેવાનુ જે એકાત સ્થાન હતુ ત્યા જ પ્રભુને રાખવામા આવ્યા તે સ્થાન તેમને ખૂબ જ ગમી ગયુ !

પુરોહિત કાશીમિશ્રનુ હૃદય ભક્તિભાવથી ભરેલુ હતું તેમણે વિનયભાવે શ્રીપ્રભુને જણાવ્યુ કે, 'પ્રભો ! આ ઘર આપનુ જ છે આ દાસ પણ આપની સદા સેવા કરશે, એટલે મને સેવક ગણીને આપ જે આજ્ઞા આપશો, તે હું માથે ઉપાડીશ '

તે પછી શ્રી સાર્વભૌમ ભટ્ટાચાર્યે ચૈતન્યપ્રભુને કૃષ્ણદાસ, શિખી માઈતી, મુરારિ, માધવી, પ્રહરિરાજ, પ્રદ્યુમ્ન મિશ્ર વગેરે જગન્નાથ મદિરના અતરગ સેવકોનો પરિચય કરાવ્યો તેમના પરિચયથી પ્રભુને ખૂબ જ આનદ થયો તેમણે જણાવ્યુ કે, 'આપ

બધા ખૂબ જ ભાગ્યશાળી છો, કારણ કે તમે નિરંતર શ્રીજગન્નાથની પૂજામાં યોજાએલા રહો છો. માણસનું એ જ મુખ્ય કર્તવ્ય છે કે, ભગવાનની સેવા–પૂજા સિવાયના બીજા બધા સંસારી કાર્યો પરથી મન ઉઠાવી લે.'

રાય રામાનંદના પિતા રાજા ભવાનંદજી પ્રભુના દર્શન કરવા માટે આવ્યા હતા. તેમને જોઈ પ્રભુ ખૂબ જ આનંદમાં આવીને જણાવવા લાગ્યા, 'સાચે જ આપ ધન્ય છો. આપને રામાનંદ જેવા ભગવાનના ભક્ત પુત્ર છે, આપને મળીને મને ખૂબ જ આનંદ થયો.'

ભવાનંદજીએ સરળતાથી જણાવ્યું, 'પ્રભો! હું તો આપનો દાસ છું. આ અધમને આપના ચરણોનું શરણ આપો. હું મારા કુટુંબપરિવાર સાથે આપની સેવા કરવા માગું છું. માટે કૃપા કરી આપ મને આજ્ઞા આપો.

શ્રીચૈતન્ય પ્રભુ તેમની વિનયભક્તિથી ખૂબ જ પ્રસન્ન થયા. ભવાનંદે પોતાના નાના પુત્ર વાણીનાથને પ્રભુની સેવામાં લગા મૂકી દીધો.

ઈશ્વરપુરી મહારાજનો 'ગોવિંદ'નામનો નોકર શ્રીપ્રભુ પાસે આવી પહોંચ્યો અને પુરી મહારાજના વિદેહના સમાચાર આપતા, તેણે જણાવ્યું કે, 'પ્રભો! તેમણે દેહનો ત્યાગ કરતી વખતે મને આજ્ઞા આપી હતી, તે પ્રમાણે હું આપની સેવામાં હાજર થયો છું.'

ઈશ્વરપુરીનું સ્મરણ થતા જ, શ્રી ચૈતન્યપ્રભુની આંખમાં આંસુ આવી ગયા. પોતાના દીક્ષાગુરુને યાદ કરતા, તે કહેવા લાગ્યા કે, 'પુરી મહારાજનો મારા પર ખૂબ જ પ્રેમ હતો. તેઓ મને મંત્ર દીક્ષા આપી ચાલ્યા ગયા, ત્યાર બાદ ફરીથી મને તેમના દર્શન થયા નથી. અહો! અંતકાળે ગુરુદેવે મને યાદ કર્યો, એ જ મારા અહો ભાગ્ય! ભાઈ ગોવિંદ, તું ભલે મારી પાસે રહે.'

ગોવિંદ પ્રભુનો અંતરંગ સેવક બની ગયો હતો અને પ્રભુની

સર્વ ઇચ્છાઓ સમજીને તે પ્રમાણે વર્તતો હતો

પ્રભુએ પોતાના સેવક કૃષ્ણદાસને જગનાથના મહાપ્રસાદ સાથે નવદ્વીપ મોકલ્યો તે શચિમાતાને મળ્યો અને તેમને શ્રી ચૈતન્ય પ્રભુએ મોકલેલ પ્રસાદ આપ્યો તેના આગમનની ખબર મળતા જ, નવદ્વીપના બધા ભક્તજનો ભેગા થઈ ગયા શ્રીવાસ, અદ્વૈતાચાર્ય, વક્રેશ્વર, વિદ્યાનિધિ, ગદાધર, શિવાનંદ, હરિદાસ, વાસુદેવ દત્ત, વાધવ, નન્દન, શ્રીમાન, શ્રીમાન વગેરે પ્રભુના ભક્તજનો પ્રભુના દર્શન કરવા માટે જગનાથ જવા તૈયાર થઈ ગયા

દક્ષિણયાત્રા વખતે શ્રીચૈતન્ય પ્રભુને શ્રી પરમાનંદપુરી નામના એક સાધુ મળ્યા હતા તેઓ ગંગાસ્નાન અને તીર્થયાત્રા કરવા માટે નીકળ્યા હતા પણ તેમણે નવદ્વીપ તરફ પ્રયાણ કર્યું ત્યારે ત્યા પ્રભુના આગમનના સમાચાર સાંભળતા જ, સૌથી પહેલા જગનાથ પહોંચી ગયા અને પ્રભુની પાસે જ રહ્યા

પુરષોત્તમ આચાર્ય નામે નવદ્વીપના પ્રભુના અંતરંગ ભક્ત હતા પ્રભુએ સંન્યાસ માટે પ્રયાણ કર્યું, ત્યારે તેમને ખૂબ જ લાગી આવ્યુ હતું અને તેઓ કાશી ચાલ્યા ગયા હતા તેમણે સ્વામીશ્રી ચૈતન્યાનંદજી પાસે સંન્યાસદીક્ષા લીધી હતી અને પોતાનું 'સ્વરૂપ' નામ રાખ્યુ હતુ 'દક્ષિણયાત્રાથી પ્રભુ પાછા જગનાથમા આવી પહોંચ્યા છે,' એ સમાચાર મળતા જ તે 'સ્વરૂપ' મહારાજ પણ જગનાથમા આવી પહોંચ્યા પ્રભુએ તેમનો હૃદયથી સત્કાર કર્યો તે 'દામોદર સ્વરૂપ' તરીકે પ્રસિદ્ધ થયા અને પ્રભુની સેવામા જ તેમણે પોતાના જીવનને સફળ બનાવ્યુ તેમનુ જીવન ખૂબ જ જ્ઞાનમય, પ્રેમમય અને પ્રણયમય હતુ તેમણે લખેલી પ્રભુજીની લીલાની નોંધ 'સ્વરૂપ દામોદરના કડચા' તરીકે તે અત્યંત પ્રસિદ્ધ છે

કટક દેશના મહારાજ પ્રતાપરુદ્રને શ્રી ચૈતન્યપ્રભુ વિષે ભક્તિ જાગી હતી તે મોટે ભાગે જગન્નાથ પુરીમા જ રહેતા હતા 'શ્રી

ચૈતન્યપ્રભુ ગજભવનમા પધારી દર્શન આપે,' તેવી ભાવના તેમને જાગી તેથી તેમણે સાર્વભૌમ ભટ્ટાચાર્યને ખબર આપી તેમણે શ્રી પ્રભુ પાસે જઈને પ્રાર્થના કરી કે, 'પ્રભો, આપ અભયદાન આપો, તો નિવેદન કરુ, આપે મારી પ્રાર્થના સ્વીકારવી પડશે ' સરળ હૃદયથી શ્રી પ્રભુએ જણાવ્યુ કે, 'ભટ્ટાચાર્ય મહારાજ! આપે તો ભારે વાત કરી! અત્યારથી વચને બાંધી લો છો! આપની વાત માનવા જેવી હશે તો માનીશ, નહિ તો 'ના' કહી દઈશ પણ આપ 'ના' પાડવી પડે એવી વાત જ શુ કામ કરો?'

ભટ્ટાચાર્યએ પ્રભુની સમતિ મેળવતા, જણાવ્યુ કે, 'પ્રભો! મહારાજ પ્રતાપરુદ્ર આપના દર્શન કરવા અને આપને ગજભવનમા પધરાવવા ચાહે છે, તો આપ તેને કૃતાર્થ કરો, તેવી મારી પ્રાર્થના છે'

તે સાભળતા જ પ્રભુએ કાન પર હાથ મૂકી દીધા અને હૃદયનો અણગમો બતાવતા, જણાવ્યુ

'અરે! ભટ્ટાચાર્યજી, આપ આ શુ કહી રહ્યા છો! મારા સન્યાસીને ગજભવન કેવુ? ભલા આપ જેવા વિદ્વાન આવી સમતિ આપશો, તો મારા ધર્મની રક્ષા શી રીતે થશે? આવુ બને તો, મારે પુરી છોડવુ પડે! સસારી વિષયોમા ફસાયેલા રાજાના દર્શન! આપ કેવી દુખદ વાત કરો છો, મહારાજ!

निष्किञ्चनस्य भगवद्भजनोन्मुखस्य
पारं परं जिगमिषोर्भवसागरस्य।
सन्दर्शनं विषयिणामथ योषिता च
हा हन्त हन्त विषभक्षणतोऽप्यसाधु॥

જે માણસ અકિંચન છે, કેવળ ભગવદ્ભજનમા ... અને સસારસાગરની પાર જવા ઇચ્છે છે, એને માટે વિ... સ્ત્રીઓનુ દર્શન એ વિષભક્ષણ કરતા પણ વધુ ...

ભટ્ટાચાર્યજીએ નમ્રતાથી જણાવ્યું કે, 'પ્રભો! આપ જણાવો છો, તે વાત બરાબર છે, પરંતુ મહારાજ પરમ ભક્ત છે અને જગન્નાથજીના સેવક છે આપના ચરણોમાં તેમને અનુરાગ છે, એટલે તેમણે પધરામણીની વાત કરી છે આપે તો રાણી અને વિષયી જીવોનો પણ ઉદ્ધાર કરવાનો છે!'

શ્રી ચૈતન્યપ્રભુ તો પરમ વિરાગી હતા તેમને રાજાની વાત ગમી નહિ પોતાના નિશ્ચયમાં મક્કમ રહેતા તેમણે જણાવ્યું

'મહાશયજી! સાપ દેખતાં જ ચિત્તમાં ભય થાય છે, એ રીતે વિષયી પુરુષોના દર્શનથી વિરાગી સંન્યાસીને હૃદયે ક્ષોભ જાગવો જોઈએ તેના સંગથી અને વાર્તાલાપથી તો દૂર જ ભાગવું જોઈએ'

શ્રી સાર્વભૌમ ભટ્ટાચાર્ય કાંઈ ઉત્તર આપી શક્યા નહિ શ્રી પ્રભુજીના દૃઢ નિશ્ચય માટે તેમને માન જાગ્યું અને તેઓ પોતાને ઘેર ગયા

થોડા વખત પછી, રાજકાજથી નિવૃત્ત થઈને વિદ્યાનગરથી રાય રામાનંદજી શ્રીપ્રભુના દર્શન કરવા પુરી આવી પહોંચ્યા તેમને જોતાં જ પ્રભુ ખૂબ આનંદમાં આવીને કહેવા લાગ્યા, 'અહો મને માત્ર રામ જ મળ્યા નથી, પરંતુ રામ સાથે આનંદ પણ મળ્યા છે એટલે મારા આનંદની સીમા રહી નથી હવે નિરંતર આનંદ સાગરમાં ડૂબકીઓ મારીશ'

રાય રામાનંદે વિનયીભાવે જણાવ્યું કે, 'પ્રભો! કટકના નરેશ પ્રતાપરુદ્રને મેં રાજકાજથી નિવૃત્ત થવા જણાવ્યું છે પ્રસંગ નીકળતાં, મેં આપની વાત કરી તો તે ખૂબ જ આનંદમાં આવી ગયા અને મને આપનો સેવક ગણી, અતિશય માન આપ્યું તેમની આપના પ્રત્યેની ભક્તિ જોઈ મને પણ વિશેષ આનંદ થયો'

શ્રીચૈતન્ય પ્રભુએ તે બાબતમાં વિશેષ ધ્યાન ન આપતાં,

સામાન્યપણે જણાવ્યુ, 'રાય મહાશન! ભગવાનના સેવકોને તો બધા જ સારી રીતે માન આપે છે તેમા રાય કે રક બધા સરખા છે '

એ રીતે વાર્તાવિનોદ કરીને, બને છૂટા પડ્યા રાય રામાનદ તે પછી જગનાથપુરીમા જ રહેવા લાગ્યા

વૃદ્ધ અદ્વૈતાચાર્ય સાથે બસોએક ભક્તજનો નદીયાથી પગપાળા ચાલતા અને 'હરિબોલ'નો મધુર ધ્વનિ કરતા, વીસ દિવસે જગન્નાથપુરીમા આવી પહોચ્યા

આ બાજુ જગનાથ ભગવાનની રથયાત્રાનો સમય આવતો હતો, તેથી ઘણા ભક્તજનો પુરીમા ભેગા થયા હતા પ્રભુના ભક્તજનોને ઊતરવાની અને તેમના મહાપ્રસાદની વ્યવસ્થા કટકનરેશ પ્રતાપરુદ્રે જગન્નાથ મદિર તરફથી કરી હતી, બધા ભક્તજનોની મડળી પુરીમા આવી પહોચી અને ભજનકીર્તન કરતી શ્રી ચૈતન્યપ્રભુના નિવાસ સ્થાને જઈ રહી હતી।

રાજમદિરના ઝરૂખામા શ્રી પ્રતાપરુદ્રની સાથે વાસુદેવ સાર્વભૌમ અને ગોપીનાથજી ઊભા હતા અને પ્રભુના ભક્તજનોના નામ દઈને તેમનો પરિચય કરાવતા હતા શ્રીપ્રભુએ સ્વરૂપ દામોદર અને ગોવિદને ચદનમાળા લઈને મડળીની સામે મોકલ્યા થોડીવારમા ભક્તમડળી આવી પહોચી પ્રભુજી પોતે આગણામા જ ઊભા હતા દૂરથી કીર્તનનો પરિચિત ધ્વનિ સાભળતા, તે ભાવાવેશમા આવીને નાચવા લાગી ગયા નવદ્વીપમા કરેલા કીર્તનો તેમને યાદ આવ્યા હતા।

એટલામા અદ્વૈતાચાર્ય મડળી સાથે આવી પહોચ્યા તેમને પ્રભુજી ભેટી પડ્યા અને પછી એકેએક ભક્તને ભેટીને તે આનદસાગરમા નાચવા લાગ્યા શ્રીચૈતન્ય પ્રભુ બધા ભક્તોને વારવાર જોતા હતા તેમની નજરે હરિદાસ આવ્યા નહિ, એટલે તેમણે પૂછ્યુ તો ખબર મળી કે, 'હરિદાસ પુરી સુધી તો આવ્યા છે, પરતુ રસ્તામા જ ક્યાક રોકાઈ ગયા હશે '

બેચાર ભક્તજનો તેમને શોધવા નીકળી પડ્યા, તો હરિદાસજી એક ઝાડ નીચે બેઠા હતા. ભક્તજનોએ જણાવ્યું કે, 'હરિદાસજી! ચાલો, આપને પ્રભુજી યાદ કરે છે.'

ખૂબ જ દીનતાભરી વાણીથી હરિદાસે જણાવ્યું,

'અરે! હું તો નીચ અને પતિત છું. મારાથી મંદિર પાસે કેમ જવાય? મહાપ્રભુના ચરણોમાં મારાં વંદન કહેજો. હું તો આ ઝાડ નીચે જ પડ્યો રહીશ.'

ભક્તજનોએ જઈને હરિદાસનો સંદેશો કહ્યો, તે સાંભળતા જ શ્રીચૈતન્ય પ્રભુ આનંદમાં આવી ગયા અને હરિદાસના શીલ, સ્વભાવ અને ચારિત્ર્યનાં વખાણ કરવા લાગ્યા.

'આ હરિદાસ સાચો ભક્ત છે. તે પોતાની જાતને તણખલાથી પણ વધારે નીચ-હલકી માને છે! એ જ કૃષ્ણકીર્તનનો ખરો અધિકારી છે, ચાલો આપણે તેનાં દર્શન કરીએ.' એમ કહેતાં જ શ્રીચૈતન્યપ્રભુએ ચાલવા માંડ્યું અને સર્વ ભક્તજનો સાથે તે હરિદાસની પાસે આવી પહોંચ્યા.

હરિદાસ જમીન ઉપર પડ્યા પડ્યા ભગવાનનાં નામ મોટેથી બોલી રહ્યા હતા, ત્યાં શ્રીપ્રભુજીને દૂરથી જ આવતા જોઈ, તે તેમનાં ચરણોમાં ઢળી પડ્યા. શ્રીચૈતન્ય પ્રભુએ હરિદાસને પોતાના બે હાથે ઉઠાવી ગળે લગાવી દીધા.

હરિદાસ ઘણા જ આકુળવ્યાકુળ થઈ જણાવવા લાગ્યા, 'પ્રભો! હું અત્યંત પતિત અને નીચ જન છું; માટે મને અહીં જ રહેવા દો. મારાં અશુદ્ધ અંગોનો સ્પર્શ આપ ન કરો.'

શ્રીચૈતન્ય પ્રભુએ ખૂબ જ સ્નેહથી જણાવ્યું, 'હરિદાસ! આપનાં અંગ પરમ પાવન છે. આપનાં અંગોના સ્પર્શથી મારાં કોટિ કોટિ જન્મોનાં પાપ નાશ પામી જશે. આપ જેવા પરમ વૈષ્ણવ ભગવદ્-

ભક્તો સર્વ જનોને પવિત્ર કરે છે, માટે આપ મારી સાથે ચાલો.'

શ્રીપ્રભુ હરિદાસને પોતાના નિવાસસ્થાને લઈ ગયા અને ત્યાં ફૂલવાડીમાં એકાંત કોટડી હતી, તે રહેવા આપી. પછી બધા ભક્તજનોને સાથે લઈને પ્રભુ સમુદ્રસ્નાન કરવા ગયા અને ત્યાંથી જગન્નાથનાં દર્શન કરીને તેમના ઉતારા પર આવી પહોંચ્યા. ભક્તજનો માટે પ્રસાદ આવી પહોંચ્યો. પ્રભુ પોતે ભક્તજનોને પીરસવા લાગ્યા અને આગ્રહ કરીને બધાને જમાડવા લાગ્યા. બધા ભક્તજનોના જમી લીધા પછી પ્રભુએ પણ નિજ ભક્તજનો સાથે પ્રસાદ લીધો.

ગૌડીય ભક્તજનો શ્રીપ્રભુની પાસે જ રહેવા લાગ્યા અને રોજ જગન્નાથ મંદિરમાં જઈ ભજનકીર્તન કરતા હતા. ભક્તજનોની ચાર મંડળી બનાવી, શ્રીચૈતન્યપ્રભુ તેમની વચ્ચે કીર્તન કરતા ચાલતા હતા. તેમના શરીરમાં પ્રેમના સાત્ત્વિક ભાવો જાગતા હતા. પુરીનિવાસીઓ તેમનાં કીર્તનની વિવિધ લીલાઓ જોઈને આશ્ચર્યમુગ્ધ બનતાં હતાં.

શ્રીચૈતન્ય પ્રભુ કીર્તન કરતાં કરતાં જ ભક્તજનો સાથે મંદિરની પ્રદક્ષિણા કરતા હતા. બધા ભક્તો એકીસાથે મધુરસ્વરે ભગવાનનાં સ્તોત્રો ગાતા હતા. જગન્નાથના પૂજારી તે ભક્તજનોને પ્રસાદી, માળા, ચંદન, તુલસી વગેરે આપતા હતા.

રથયાત્રાના ત્રણેક દિવસો બાકી હતા. કટકના મહારાજ પ્રતાપરુદ્ર પુરી આવીને રહ્યા હતા. રાય રામાનંદ, સાર્વભૌમ ભટ્ટાચાર્ય વગેરેની ઇચ્છા હતી કે, 'શ્રીચૈતન્યપ્રભુ મહારાજને દર્શન આપી, તેમને કૃતાર્થ કરે;' પરંતુ આ બાબતમાં શ્રીપ્રભુ પોતે ખૂબ જ સંકોચ રાખતા હતા અને જણાવતા હતા કે, 'તમે બધા મહાનુભાવો છો અને તે મહારાજ પણ ભાગ્યશાળી છે; પરંતુ હું તો સંન્યાસી ! લોકો ભલેને આખો દિવસ ખરાબ કામો કરતા રહે; પરંતુ સંન્યાસીથી એક પણ ખરાબ કામ કેમ થાય ? સ્વચ્છ વસ્ત્ર પર નાનકડો ડાઘ પણ દેખાઈ

આવે! લોકો જાતજાતની ચર્ચા કરે, એવો અવકાશ તેમને શા માટે આપવો ?'

પ્રભુની એ વાત સાભળી, ભક્તજનો પણ સંકોચ સેવતા હતા મહારાજનો રાજકુમાર ખૂબ જ સુંદર હતો ગય નામાનંદજીએ એક વખતે વેશભૂષા વગેરે પહેરાવીને તે રાજકુમારને ખૂબ જ શણગાર્યો અને તેને જગન્નાથના દર્શન કરવા લઈ ગયા શ્રીચૈતન્ય પ્રભુને એ રાજકુમાર જોતા જ કૃષ્ણભાવ જાગ્યો અને તેઓ 'કૃષ્ણ, કૃષ્ણ' કહી તેને ભેટી પડ્યા રાજકુમારના હૃદયમા ખૂબ જ સાત્વિક ભાવ જાગ્યો અને તે પ્રભુનો ભક્ત બની ગયો

શ્રી જગન્નાથજીના મંદિરથી બે માઈલ દૂર ગુંટિયા નામનું ઉદ્યાનમંદિર છે રથયાત્રા વખતે જગન્નાથની સવારી ત્યા જઈને અટકે છે અને ભગવાન એક અઠવાડિયા સુધી ત્યા નિવાસ કરે છે અને પછી પાછા ફરીને મંદિરમા બિરાજે છે

આ ઉદ્યાનમંદિરને સાફ-સ્વચ્છ કરવાનું કામ શ્રીચૈતન્ય પ્રભુએ ઉપાડી લીધુ ઝાડુ, ટોપલી વગેરે ઉપયોગી સાધનો લઈને પૂજારી અને ભક્તજનો સાથે તેઓ 'ગુંટિયા' પહોચી ગયા અને ખરપડી, સાવરણા વગેરે લઈને બધાની સાથે સફાઈના કામમા લાગી ગયા તેમના શરીરમાથી પરસેવાના બિંદુઓ ટપકી રહ્યા હતા પોતે કચરો સાફ કરતા જતા અને બીજા ભક્તજનોના ઉત્સાહમા વધારો કરતા હતા આમ દોઢસો ગજ લાબુ ઉદ્યાનમંદિર સાફસૂતર' થઈ ગયુ, તે પછી ઘડાઓ ભરી ભરીને પાણીથી તે મંદિરને ધોઈ સ્વચ્છ કરી નાખ્યું ત્યાર બાદ પ્રભુ ઉન્મત્ત થઈને ત્યા સંકીર્તન કરવા લાગ્યા તેથી તેમનો થાક ઊતરી ગયો અને પછી સરોવરમા જઈને ભક્તજનો સાથે તેમણે સ્નાન કર્યું.

રથયાત્રાનો દિવસ આવી પહોચ્યો જેઠની પૂર્ણિમાથી જેઠની અમાસ સુધી જગન્નાથ ભગવાન મહાલક્ષ્મીની સાથે એકાતમા વાસ

કરે છે. પડવાને દિવસે નેત્રોત્સવ થાય છે, ત્યારે જગન્નાથજીનાં દર્શન થાય છે. બીજ અથવા ત્રીજને દિવસે ભગવાન રથ પર બિરાજમાન થઈને શ્રી રાધાજીની સાથે એક અઠવાડિયા સુધી રહેવા માટે સુંદરાચલ જાય છે અને તેજ રથયાત્રા કહેવાય છે. અને વિશ્રામ પછી રથ પાછો ફરે છે, તેને ‘ઊલટી રથયાત્રા’ કહે છે.

રથયાત્રામાં ત્રણ રથ હોય છે. સૌથી આગળ જગન્નાથજીનો રથ, તેની પાછળ બળરામજીનો અને છેલ્લો સુભદ્રાજીનો રથ હોય છે. સવારે રથ સિંહદ્વાર પાસે ઊભો રહે છે. એકાંતના પંદર દિવસોમાં ‘દયિતા’ જાતિના ભક્તજનો ભગવાનની ખાસ સેવામાં રહે છે. તેઓ જગન્નાથજીને સિંહાસન પરથી લાવીને રથમાં પધરાવે છે અને પછી ભક્તજનો તે રથોને દોરડાથી બાંધી ખેંચવા લાગે છે.

શ્રીચૈતન્ય પ્રભુ ભક્તજનોની મંડળી સાથે ત્યાં આવી પહોંચ્યા. મહારાજ પ્રતાપરુદ્રે હાથમાં સોનાનો બનાવેલો સાવરણો લઈને ગ્સ્તો સાફ કર્યો; તે પછી તેમણે જગન્નાથનાં પૂજન-અર્ચન કર્યાં અને પછી હજારો ભક્તજનો રથને ખેંચવા લાગ્યા. શ્રીપ્રભુએ દશ મંડળીઓમાં પોતાના ભક્તજનોને વહેંચી દીધા હતા અને તે પોતે રથની આગળ નૃત્ય કરતા ચાલતા હતા. એક મંડળીમાંથી બીજી મંડળીમાં એમ શ્રીપ્રભુજી દશેય મંડળીઓમાં નૃત્ય કરતા ફરી વળતા હતા!

મહારાજ પ્રતાપરુદ્ર પોતાના પરિવાર સાથે તેમનાં અદ્ભુત નૃત્ય જોઈ, ખૂબ જ પ્રસન્ન થતા હતા. જે લોકોએ તેમનાં એ અલૌકિક નૃત્યો જોયાં નહોતાં, તે તો એ જોઈ મુગ્ધ બની જતા હતા. ‘હરિ બોલ, હરિ બોલ’ના મધુર ધ્વનિથી ભક્તજનો આનંદમાં આવી જતા હતા. શ્રીપ્રભુના ભક્તજનો જગન્નાથની સ્તુતિ કરતા કરતા તેમની સાથે સાથે ચાલતા હતા. જગન્નાથજીનો રથ ધીરે ધીરે આગળ વધતો હતો. ઝાંઝ, મૃદંગ, કરતાલ વગેરે વાદ્યો તાલ સાથે વાગતાં હતાં.

શ્રીચૈતન્ય પ્રભુ રથની ચારે બાજુ પ્રદક્ષિણા કરતા હતા, તેમની

સાથે સાથે ભક્તમંડળીઓ પણ ફરતી હતી ધીરે ધીરે બલગંડી નામના સ્થાને પહોંચી ગયા ત્યાં બપોરના સમયે શ્રીજગન્નાથજીને ભોગ ધરાવે છે ભક્તજનોની ખૂબ જ ભીડ જામી હતી શ્રીપ્રભુ પાસેના બગીચામાં વિશ્રામ કરવા ચાલ્યા ગયા, તેમની સાથે બધા ભક્તો પણ ગયા એક સુંદર વૃક્ષની શીતળ છાયામાં શ્રીપ્રભુ પત્ર પર પગ રાખીને સૂતા સંકીર્તન અને નૃત્ય કરવાથી તેમનાં અંગો શિથિલ થઈ ગયાં હતાં તેઓ પોતે અર્ધી આંખ મીંચીને ભાવાવેશમાં સૂતેલા હતા!

સાર્વભૌમ ભટ્ટાચાર્યની સાથે કમનરેશ પ્રતાપરુદ્ર તે બગીચામાં આવી પહોંચ્યા મહારાજે પોતાનાં રાજશાહી વસ્ત્રો ઉતારી દીધાં હતાં છત્ર, ચામર, મુગટ વગેરે રાજચિહ્નોનો પણ તેમણે ત્યાગ કર્યો હતો સામાન્ય વસ્ત્ર ઓઢીને ખુલ્લે પગે જ તે પ્રભુના દર્શન કરવા ચાલ્યા, સાથે અંગરક્ષકોને પણ આવવા દીધા નહિ

શ્રીચૈતન્ય પ્રભુની પાસે જઈને, મહારાજ તેમના ચરણોમાં બેસી ગયા ધીરે ધીરે તે પ્રભુના પગ દબાવવા લાગ્યા અને મીઠા મધુર સ્વરથી ભાગવતના શ્લોકો ગાવા લાગ્યા શ્રીચૈતન્ય પ્રભુ તે મધુર શ્લોકો સાંભળતા પ્રેમસમાધિમાં આવી ગયા થોડીવારે તે ભાનમાં આવ્યા અને બેઠા થઈ ગયા મહારાજને જોરથી ભેટી પડતા, તે કહેવા લાગ્યા

'અહા, મહાભાગ! આપ ધન્ય છો આજે મને પ્રેમામૃતનું પાન કરાવી, આપે મને ઋણી બનાવ્યો છે હું આપને બદલામાં શું આપી શકું? મારી પાસે તો આ પ્રેમાલિંગન છે, તે જ હું આપને આપું છું'

એમ કહી, શ્રીપ્રભુ તેમને ફરીથી ભેટી પડ્યા મહારાજ પ્રતાપરુદ્ર તો ખૂબ જ રાજી થઈ ગયા અત્યંત નમ્રતાથી તેમણે જણાવ્યું કે, 'પ્રભો! હું તો આપનો દાસાનુદાસ છું આજે મારા

જીવન ધન્ય બન્યું છે. મારી જગન્નાથજીની સેવા આજે મને સફળ થઈ! આપનો હું દાસ બની રહું, એટલી જ મારી ભીખ છે.'

તેમનાં વાણી અને વર્તન જોઈ શ્રીચૈતન્ય પ્રભુ ખૂબ જ પ્રસન્ન થઈ ગયા, એટલામાં તો મહાપ્રસાદના થાળ આવી પહોંચ્યા. શ્રીપ્રભુ પોતે બધાને પીરસવા લાગ્યા. મહારાજ પણ ભક્તજનોમાં ભળી ગયા હતા. બધાંની સાથે શ્રીપ્રભુએ તે મહાપ્રસાદ આરોગ્યો અને થોડી-વાર આરામ કરીને ફરી પાછા રથ આગળ ચાલ્યા. મહારાજની સાથે શ્રીપ્રભુ રથને ખેંચી રહ્યા હતા અને ભક્તજનો કીર્તન કરતા હતા. સાંજ થતાં પહેલાં તો રથ ગુંડિચાભવન પાસે પહોંચી ગયા અને ત્યાં નવ દિવસ સુધી રથ રાખવામાં આવ્યા. શ્રીચૈતન્ય પ્રભુએ પણ પોતાની ભક્તમંડળી સાથે નવ દિવસો ત્યાં જ આનંદમંગળમાં પસાર કર્યા અને ત્યાંથી 'ઊલટી રથયાત્રા' કરીને જગન્નાથના મંદિરમાં રથ પધરાવવામાં આવ્યા.

રથયાત્રાનો એ મહોત્સવ પૂરો થયા પછી, નવદ્વીપના ગૌડીય ભક્તજનોએ શ્રીપ્રભુની વિદાય લીધી. તે ભક્તજનોનું હૃદય વિવશ બન્યું હતું. શ્રીપ્રભુનાં નેત્રોમાં પણ જળ ભરાઈ આવ્યાં અને તેમણે એકએક ભક્તજનને આલિંગન આપી, વિદાય આપી, તે ભક્તમંડળીને ઘણે દૂર સુધી તેઓ જાતે મૂકવા ગયા.

શ્રી ચૈતન્યપ્રભુએ ઘણા વર્ષો સુધી જગન્નાથપુરીમાં જ નિવાસ કર્યો હતો અને નિત્ય જગન્નાથનાં દર્શન કરી ત્યાંથી જ સંકીર્તન ભક્તિનો તેમણે ખૂબ જ પ્રચાર કર્યો.

શ્રી ચૈતન્ય પ્રભુની એ સંકીર્તન લીલા ગાતાં, શ્રી નીલકંઠુરે શ્રી ગૌરાંગસ્મરણમંગલ સ્તોત્રમાં ગાયું છે કે,

**बौद्धान् जैनान् भजनरहितान् तत्त्ववादाहृतांश्च**
**मायावादह्रदनिपतितान् शुद्धभक्तिप्रचारैः ।**

सर्वान् चैतान् भजनकुशलान् यश्चकारात्मशक्त्या
वंदेऽहं तं बहुमतधियां पावनं गौरचन्द्रम् ॥

ભજન-કીર્તનથી વિમુખ એવા જૈન, બૌદ્ધ, તત્ત્વવાદીઓ, માયાવાદીઓ વગેરેને જેમણે શુદ્ધ ભક્તિના પ્રચારથી અને આત્મશક્તિથી ભજન-કીર્તનમાં કુશળ બનાવ્યા; એ રીતે બીજા પણ અનેક મત-પંથવાળાઓને પવિત્ર બનાવ્યા, તે શ્રી ગૌરચંદ્ર ભગવાનને હું વંદન કરું છું.

काशीमिश्रद्विजवरगृहे शुद्धचामीकराभो
वासश्चक्रे स्वजननिकरैः स्वरूपप्रधानैः ।
नामानन्दं सकलसमये सर्वजीवाय योऽदात्
तं गौरांगं स्वजनसहितं फुल्लमूर्तिं स्मरामि ॥

જગન્નાથપુરીમાં કાશીમિશ્ર પૂજારીના ચમરી જેવા સ્વચ્છ ધવલ ભવનમાં શ્રી ચૈતન્યપ્રભુએ દામોદરસ્વરૂપ જેવા ભક્તજનોની સાથે નિવાસ કર્યો હતો અને હમેશ સર્વ જીવોને શ્રીકૃષ્ણના નામકીર્તનનો આનંદ આપ્યો હતો; એવા તે પ્રફુલ્લમૂર્તિ શ્રીગૌરાંગદેવને તેમના ભક્તજનો સહિત હું યાદ કરું છું.

नीलागेशे रथमधिगते वैष्णवैर्यस्तदग्रे
नृत्यन् गायन् हरिगुणगणं प्लावयामास सर्वान् ।
प्रेम्णौढीयान् गजपतिमुखान् सेवकान् शुद्धभक्तान्
तं गौरांगं स्वसुखजलधिं भावमूर्तिं स्मरामि ॥

જ્યારે જગન્નાથના વૈષ્ણવ ભક્તજનો રથયાત્રાને નિમિત્તે શ્રી જગન્નાથના રથને નીલાચલ પર્વત પાસે લઈ ગયા, ત્યારે શ્રી ચૈતન્યપ્રભુ તે રથની આગળ નાચતા, કૂદતા અને નામ-સંકીર્તન કરતા ચાલતા હતા; તેમ જ ઓઢ્ર દેશના ગજપતિ વગેરે સર્વ શુદ્ધ ભક્તજનો અને સેવકોને પ્રેમરસમાં તરબોળ કરતા હતા; એવા પ્રેમરૂપી સુખસાગર અને ભાવમૂર્તિ શ્રીચૈતન્યપ્રભુને હું યાદ કરું છું.

# ૫ : પ્રેમરૂપ શ્રીચૈતન્ય

पयोराशेस्तीरे स्फुरदुपवनालोकलनया
मुहुर्वृन्दारण्यस्मरणजनितप्रेमविवश ।
क्वचित् कृष्णावृत्तिप्रचलनरसो भक्तिरसिक
स चैतन्य किं मे पुनरपि दृशोर्यास्यति पदम् ॥

સમુદ્રને કિનારે આવેલ વન-ઉપવનોની શ્યામ કળા જોઈને, શ્રી ચૈતન્યપ્રભુને વૃંદાવનનું સ્મરણ થઈ આવતું હતુ અને તેથી તેમને જે શ્રીકૃષ્ણ વિષે પ્રેમ જાગતો હતો, તેમા તે વિવશ બની જતા હતા અને જ્યારે નામ 'કૃષ્ણ કૃષ્ણ' કહેતા તેમનામા ભક્તિરસનો પ્રવાહ વહેવા લાગતો હતો, એવા ભક્તિરસિક શ્રી ચૈતન્યપ્રભુ મારી બે આંખોને ફરી ક્યારે જોવા મળશે?

જગન્નાથપુરી શ્રી ચૈતન્યપ્રભુનુ પ્રિય ધામ બની ગયુ હતુ સંન્યાસ લીધા પછી તેમણે દક્ષિણ દેશની યાત્રા કરી અને પાછા ફરતા, જગન્નાથપુરીમા જ નિવાસ કર્યો તેથી આ પુરી શ્રીકૃષ્ણ ભક્તિ-સંકીર્તનમા મોખરે આવે છે રથયાત્રાને પ્રસંગે હજારો યાત્રિકો અહીં ભેગા થતા અને શ્રી ચૈતન્યપ્રભુના સંકીર્તનો જોવાનો લાભ લઈ શકતા બંગાલના ભક્તજનો પણ ત્યા આવીને વસ્યા હતા પુરીમા નિવાસ કરીને શ્રી ચૈતન્યપ્રભુએ અનેક દીન, પાપીજનોનો ઉદ્ધાર કર્યો છે, તે સાથે તેમણે સંન્યાસધર્મના નિયમો અને ત્યાગી જીવનની વ્રત, તપ સંયમ વગેરે નીતિને પણ સખત રીતે અપનાવેલ છે

શ્રીપ્રભુની સેવામા રહેતા નાના હરિદાસ અને કાળા કૃષ્ણદાસ મા નિયમપાલનની વૃત્તિની જરાક શિથિલતા જણાતા શ્રીપ્રભુએ તે બંનેનો ત્યાગ કર્યો હતો, આમ છતા તેમના અંગત સાથી અને મોટાભાઈ ગણાતા અવધૂત શ્રી નિત્યાનંદજી મહારાજને તેમણે ખાસ

આગ્રહ કરીને કૃષ્ણભક્તિનો પ્રચાર કરવા બંગદેશમાં મોકલી આપ્યા હતા, જેમણે પાછળથી ગૃહસ્થધર્મમાં પ્રવેશ કરીને પણ કૃષ્ણભક્તિનો વિશેષ પ્રચાર કર્યો હતો. તેમના પુત્ર શ્રી વીરચંદ્રજી બંગાળના એક વૈષ્ણવ સંપ્રદાયના આદ્ય પ્રવર્તક ગણાય છે અને તેમના ગુરુકુળની પરંપરા આજસુધી હયાત છે.

શ્રી નિત્યાનંદજીના ગૃહસ્થાશ્રમ પ્રવેશને શ્રીપ્રભુએ વધાવી લીધા હતો અને લોકનિંદાની પરવા નહિ કરતાં, શ્રી કૃષ્ણભક્તિના પ્રચારમાં વિશેષ ધ્યાન આપવાની પ્રભુએ તેમને સૂચના કરી હતી.

જગન્નાથપુરીમાં નિવાસ કરતાં કરતાં શ્રીપ્રભુની પ્રેમભક્તિ ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી ગઈ. તેમને વૃંદાવનની યાત્રા કરવાની ભાવના જાગી અને એક વિજયાદશમીએ બે ચાર ભક્તજનોને સાથે લઈ, ગૌડ દેશના માર્ગે વૃંદાવન જવા તેમણે પ્રયાણ કર્યું. ઓરિસ્સા પ્રાંતને છેડે આવેલ પદ્મા-ભાગીરથીના દર્શન થતાં જ, શ્રી પ્રભુ ખૂબ જ આનંદમાં આવી ગયા. તેમને જન્મભૂમિ અને જનની (માતા)ની સ્મૃતિ તાજી થઈ અને થોડા જ દિવસમાં તેઓ શાંતિપુરમાં શ્રી અદ્વૈતાચાર્ય મહારાજને ત્યાં આવી પહોંચ્યા. શચિમાતાને આ ખબર મળતાં જ પાલખીમાં બેસીને પોતાના ભક્તપુત્રના દર્શન કરવા, તેઓ શાંતિપુર આવી પહોંચ્યાં. શ્રીપ્રભુ તેમના દર્શન કરવા સામે ગયા અને તેમના ચરણોમાં આળોટવા લાગ્યા.

જ્યારે શ્રી ચૈતન્યપ્રભુ શાંતિપુર રહ્યા હતા, ત્યારે સપ્તગ્રામના રહીશ ગોવર્ધનદાસના પુત્ર રઘુનાથદાસ તેમના દર્શન કરવા શાંતિપુર આવ્યા અને સાત દિવસ સુધી શ્રીપ્રભુની સાથે રહ્યા. શ્રીપ્રભુની આજ્ઞાથી રઘુનાથ થોડા વર્ષો માતાપિતા પાસે રહીને પછી જગન્નાથ પુરીમાં આવી વસ્યા. તેમનો વૈરાગ્ય એટલો તીવ્ર હતો કે, તેમણે બધો સંસર્ગ છોડી દીધો હતો અને એકાંતમાં જ રહેતા અને જેવું પ્રાપ્ત થાય તેવું ખાઈને ભજનાનંદમાં મગ્ન રહેતા હતા. શ્રીપ્રભુજીએ

તેમના આના મહાપ્રસાદનો ગુપ્ત રીતે આહાર લીધો હતો

શ્રી રઘુનાથે શ્રી દામોદરસ્વરૂપ પાસે દીક્ષા લીધી હતી અને શ્રીચૈતન્યના દાસાનુદાસ બનીને પોતાનુ જીવન ધન્ય બનાવ્યુ હતુ

બે ચાર દિવસો રહીને શચિમાતા માયાપુર પાછા ફર્યા બીજે કે ત્રીજે દિવસે ભક્તજનોના આગ્રહને માન આપી શ્રીપ્રભુ પોતાના ગામ માયાપુર આવી પહોચ્યા તે અદ્‌ભુત પ્રેમમૂર્તિના દર્શન કરવા અપાર મેદની જામી હતી, તેમને સંકીર્તનરસનો આસ્વાદ આપતા શ્રીપ્રભુ પોતાના ઘર પાસે આવી પહોચ્યા શચિમાતા તેમના દર્શન કરવા આવ્યા, પરંતુ શ્રી વિષ્ણુપ્રિયા દેવી સંકોચવશાત્ આવી શક્યા નહિ તેમણે દૂરથી જ પોતાના પ્રાણથી પણ વિશેષ પ્રિય શ્રીપ્રભુના દર્શન કરી લીધા થોડી વારે શ્રીપ્રભુ એકલા જ વૃક્ષ નીચે આરામ લેતા હતા તે અવસરનો લાભ લઈ, શ્રી વિષ્ણુપ્રિયાદેવીએ તેમના ચરણોમા જઈને પ્રણામ કર્યા શ્રીપ્રભુએ તેમને આશીર્વાદ આપતા અને પોતાની ચરણપાદુકાઓ તેમને પૂજા કરવા માટે આપી

તે પછી શ્રી ચૈતન્યપ્રભુ નદિયાથી વિદાય લઈ ગૌડ દેશના તે સમયની રાજધાની રામકેલિ નગરીમા જઈ પહોચ્યા ત્યાનો કારભાર ગૌડ દેશના બાદશાહ હુસેનશાહના વતી તેમના બે પ્રધાનો દબિર ખાસ અને સાકિર મલિક કરતા હતા તેમના પૂર્વજ કર્ણાટક દેશના વતની હતા તેમના દાદા પદ્મનાભ નવહાટીમા આવીને રહ્યા હતા તેમને પાચ પુત્રો અને અઢાર કન્યાઓ હતી તેમાના સૌથી નાના મુકુંદદેવના પુત્ર કુમારદેવે મધાઈપુરના હરિનારાયણ વિશારદની કન્યા રેવતીદેવીની સાથે લગ્ન કર્યા હતા તેથી તેમને ત્રણ પુત્રો થયા, જેના નામ અમર, સંતોષ અને અનૂપ રાખ્યા હતા પાછળથી તેઓ રૂપ, સનાતન અને વલ્લભ નામે પ્રસિદ્ધ થયા હતા

તેમની કાર્યકુશળતા અને બુદ્ધિની વિચક્ષણતાથી આકર્ષાઈ ગૌડદેશના બાદશાહે ત્રણે ભાઈઓને પોતાના પ્રધાન બનાવ્યા હતા તેમના

રહેણી, કરણી, વેશભૂષા વગેરે બદલાઈ ગયા હતાં; પરંતુ પૂર્વજન્મના પુણ્યના યોગે તેમને તેમના જ જેવા એક કુશળ વિદ્વાનનો પ્રથમ થી જ સંસર્ગ થયો હતો. તેમનું નામ 'માલાધર વસુ' હતું. તેમણે બંગાળી ભાષામા 'શ્રીકૃષ્ણવિજય' નામે મહાકાવ્ય રચ્યુ છે. દૈવયોગે તેમના આચાર, વિચાર નામ–ગુણ વગેરે મુસલમાન જેવા થઈ ગયાં હતાં અને તેઓ બાદશાહ હુસેનશાહના ગર્જમંત્રીપદે હતા શ્રીરૂપ અને સનાતન પણ બાદશાહના પ્રધાનો બન્યા પછી તેમના નિકટ સંસર્ગમા આવ્યા હતા.

શ્રી ચૈતન્યપ્રભુ રામકેલિમા આવી પહોચ્યા ત્યારે તે બને ભાઈઓ શ્રી પ્રભુના સંસર્ગમા આવ્યા અને તેમના ઉપદેશથી તેઓ રામકેલિ નગરીનો ત્યાગ કરી વૃંદાવનવાસી થયા હતા. શ્રીપ્રભુએ તેમના ઉપર વિશેષ કૃપા કરીને તેમને વૈષ્ણવદીક્ષા આપી અને ભાગવત ધર્મના મુખ્ય પ્રવર્તક બનાવ્યા.

શ્રી ચૈતન્યપ્રભુ અત્યંત ઉત્કટ ઇચ્છા હોવા છતાં, તે વખતે વૃંદાવન જઈ શક્યા નહિ અને પાછા જગન્નાથપુરીમાં આવી પહોંચ્યા. પછી બીજે વર્ષે કોઈ ને પણ ખબર આપ્યા વિના, બળભદ્ર ભટ્ટાચાર્યને સાથે લઈ તેઓ વૃંદાવનને માર્ગે ચાલી નીકળ્યા.

શ્રી ચૈતન્યપ્રભુ રાજમાર્ગ છોડીને તેમ જ કટકના પ્રદેશને પણ એક બાજુએ રાખીને, ઘોર વિકટ જંગલના માર્ગે યાત્રા કરી રહ્યા હતા જ્યાં ચાર ચાર દિવસ સુધી તો કોઈ ગામ પણ આવતું નહોતું, તેમ જ ભિક્ષા પણ મળતી નહોતી! માર્ગે કેટલાય ભયંકર હિંસક પ્રાણીઓનો પણ તેમને ભેટો થતો. શ્રીપ્રભુ તો હરિરસમા એટલા મગ્ન રહેતા કે, હિંસક પ્રાણીઓને પણ તે હેતથી પાસે બોલાવતા અને તે પ્રાણીઓ પોતાનો ક્રૂર સ્વભાવ ભૂલી શ્રી પ્રભુના ચરણોમા આળોટવા લાગતા અને તે જંગલના નિવાસીજનો પણ શ્રીપ્રભુના દર્શનથી પોતાના જીવનને સફળ થયું ગણીને તેમને પ્રેમથી ભિક્ષા

આપતા અને તેમની સેવા કરતા

એ વિકટ માર્ગે ચાલીને શ્રીપ્રભુ કાશીનગરીમા આવી પહોચ્યા શ્રી તપનમિશ્ર પ્રભુના આદેશથી કાશીમા રહેતા હતા તેમને ત્યા શ્રી પ્રભુએ નિવાસ કર્યો એ વખતે અદ્વૈત વેદાતના દંડીસ્વામી શ્રી પ્રકાશાનદજી મહારાજ કાશીમા વસતા હતા અને સંન્યાસી-મડળમા તેમનો અપૂર્વ પ્રભાવ હતો શ્રી ચૈતન્યપ્રભુ અત્યંત નમ્ર, વીતરાગ અને નિરભિમાન વૃત્તિના હતા તેમના પ્રેમભાવ અને કૃષ્ણ કીર્તનના રસથી આકર્ષાઈ, શ્રી પ્રકાશાનદજી તેમના ચુસ્ત અનુયાયી બની ગયા અને તેમણે શેષ જીવન વૃદાવનમા પસાર કર્યું

કાશી છોડી, શ્રી ચૈતન્યપ્રભુ પ્રયાગ થઈને વૃદાવન ગયા, ત્યારે પ્રયાગ પાસે અડેલ મુકામે શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી બિરાજમાન હતા, તે યુગના આ બને મહાપુરુષો ભાગવતી ભક્તિના સ્થાપક અને પ્રચારક બન્ના છે બનેએ પ્રમાણગ્રથ તરીકે શ્રીમદ્ ભાગવતનો સ્વીકાર કર્યો છે બનેના હૃદયમા શ્રીકૃષ્ણ વિષે અનેરી પ્રેમભક્તિ જાગેલી હતી અને તેને પરિણામે શ્રીકૃષ્ણદર્શનની તાલાવેલી બન્નેમા ઊચી કોટિની હતી

આ બને મહાન ભક્તપુરુષો એચાર વખત મળ્યા હોય, તે પ્રમાણેનો નિર્દેશ મળી આવે છે પ્રયાગ જતા વચમા અડેલ મુકામે જ્યારે શ્રી ચૈતન્યપ્રભુ પધાર્યા ત્યારે બપોરનો સમય હતો શ્રી વલ્લભાચાર્યને ત્યા ઠાકોરજીનો રાજભોગ થઈ ચૂક્યો હતો અને બધાએ પ્રસાદ લઈ લીધો હતો શ્રી ચૈતન્યપ્રભુ માટે નવી સામગ્રી તૈયાર થઈ ગઈ। 'પ્રભુને ધર્યા સિવાય સામગ્રીનો બીજો ઉપયોગ ન થઈ શકે', તેવી ચાલુ પ્રણાલિકા પ્રમાણે શ્રી ઠાકોરજીને ભોગ ધરાવવાની સૂચના થઈ, ત્યારે શ્રી વલ્લભાચાર્યજીએ જણાવ્યુ કે, 'શ્રી કૃષ્ણ ચૈતન્યના હૃદયમા સતત બિરાજમાન ભક્તાધીન ભગવાન સાક્ષાત્ આરોગી લેશે, માટે બધી પ્રસાદી તેમની સમક્ષ મૂકી દો '

श्री वल्लभाचार्यनां आ वाक्यो खूब ज सूचक छे अने श्रीकृष्णना भक्तजन विषे अनन्य समादर सूचवे छे.

आ वखते तिरहुटनिवासी रघुपति उपाध्याय नामना मैथिल पंडित प्रयागमां आव्या हता. तेओ सरस कवि हता अने तेमनो कंठ पण मधुर हतो. बंने महापुरुषोना भक्तिरसने पोषक केटलाक श्लोको तेमणे अडेल मुकामे संभळाव्या हता. तेमांना बे श्लोक बाळ-गोपाळनी भक्तिना सूचक छे:

श्रुतिमपरे स्मृतिमपरे भारतमन्ये भजन्तु भवभीताः ।
अहमिह नन्दं वन्दे यस्यालिन्दे परं ब्रह्म ॥

केटलाक श्रुतिने, केटलाक स्मृति अने बीजा केटलाक संसारथी भयभीत बनेला लोको महाभारतनो आश्रय ले छे; परंतु हुं तो नंदरायने वंदन करुं छु, जेमना खोळामा परब्रह्म बिराजे छे.

श्याममेव परं रूपं पुरी मधुपुरी वरा ।
वयः कैशोरकं, ध्येयं आद्य एव परो रसः ॥

जगतमा सौथी श्रेष्ठ रूप श्यामसुंदरनुं छे, बधी नगरीओमां मथुरा–मधुपुरी सर्वश्रेष्ठ छे. बधी उंमरोमां किशोर अवस्था श्रेष्ठ छे तेम ज ध्यान धरवा लायक परम श्रेष्ठ रस परब्रह्मनो आद्य एक मधुर प्रेमरस ज छे.

श्री रूपस्वामी प्रयागमां पोताना भाई अनूप (वल्लभ)नी पासे आवीने रह्या हता. तेमनी साथे श्रीप्रभुजी दश दिवस रह्या. आ दश दिवसोमां ए अत्यंत प्रतावान अने कुशळ रूपस्वामीए श्री-प्रभु पासेथी भक्तिनां घणां ज गूढ रहस्यो जाणी लीधां अने भक्ति-विषयक अनेक ग्रंथोनी रचना करी हती.

आ रीते प्रयागमां रह्या पछी श्री चैतन्यप्रभु पगपाळा वृंदावन जवा नीकळ्या. चालतां चालतां मथुरा पहोंचतांनी साथे ज तेमणे

વિશ્રામઘાટે યમુનામાં સ્નાન કર્યું તે વ્રજભૂમિની પવિત્ર રજ જોઈને શ્રીપ્રભુ ખૂબ જ આનંદમાં આવી ગયા અને તે રજમાં આળોટવા લાગ્યા યમુનાના શ્યામ વર્ણના જળમાં તેમને શ્રીકૃષ્ણની શ્યામ મૂર્તિનાં દર્શન થતાં હતાં, તેથી તે ખૂબ જ પ્રસન્ન થતા થતા સંકીર્તન કરવા લાગ્યા તેમના તે અદ્‌ભુત નૃત્ય જોઈને મથુરાવાસીઓ ખૂબ જ કુતૂહલ પામીને, તે મધુર સુંદર ગૌરમૂર્તિને નિહાળવા લાગ્યા

ત્યાં તેમને શ્રીમાધવેન્દ્રપુરીનો એક પવિત્ર બ્રાહ્મણ શિષ્ય મળી આવ્યો તેને સાથે લઈને શ્રી ચૈતન્યપ્રભુએ વૃંદાવનની યમુનાના ચોવીસ ઘાટો પર યાત્રા અને પ્રદક્ષિણા કરી અને સ્નાન કર્યાં, તેમ જ વ્રજમંડળના બારે વનોની પ્રદક્ષિણા કરી શ્રીપ્રભુ અત્યંત પ્રસન્ન થયા

થોડા માસ વૃંદાવનમાં રહ્યા પછી, શ્રી ચૈતન્યપ્રભુએ તે પરમપવિત્ર ભક્તિરસપૂર્ણ વૃંદાવનભૂમિની વિદાય લીધી પાછા ફરતા તેઓ પ્રયાગ કાશી વગેરે તીર્થધામોનાં ફરીથી દર્શન કરીને જગન્નાથપુરીમાં આવી પહોંચ્યા ભક્તજનોને ત્યારે ખૂબ જ આનંદ થયો સાર્વભૌમ ભટ્ટાચાર્ય તથા રાય રામાનંદજી બધા ભક્તજનો સાથે શ્રીપ્રભુને લેવા સામે ગયા તેમની સાથે શ્રીપ્રભુ સૌ પ્રથમ જગન્નાથજીના મંદિરમાં દર્શન કરવા ગયા ઘણા સમયે જગન્નાથજીનાં દર્શન થવાથી શ્રીપ્રભુ પ્રેમમાં વિહ્વળ બની મોટેથી રુદન કરવા લાગ્યા અને ત્યાર પછી ભાવાવેશમાં આવીને અદ્‌ભુત નૃત્ય કરવા લાગ્યા !

જગન્નાથજીના પૂજારી શ્રીકાશીમિશ્રનું સ્થાન શ્રી ચૈતન્યપ્રભુને રહેવા માટે મળ્યું હતું તે સ્થાનમાં પાસે એકાંત સ્થાન હતું ત્યાં શ્રીહરિદાસ રહેતા હતા શ્રીરૂપ અને શ્રીસનાતન પણ પુરીમાં આવ્યા, ત્યારે શ્રીહરિદાસ સાથે તેઓ રહેલા અને તેમણે પ્રભુના સમાગમનો પરમ લાભ લીધો હતો

શ્રીહરિદાસનું શરીર અવસ્થાને કારણે શિથિલ થઈ ગયું હતું તેમણે ભોજનનો પણ ત્યાગ કર્યો હતો દરરોજ અમુક સંખ્યામાં

હરિનામ લેવાનો તેમનો નિયમ હતો, તે હવે શિથિલ પડતાં, તેમને ઘણું જ દુઃખ થતું હતું અને તેથી શ્રીપ્રભુએ જ્યારે તેમની તબિયતના સમાચાર પૂછ્યા ત્યારે તેમણે જણાવ્યું કે, 'શરીર તો સ્વસ્થ છે, પણ મન સ્વસ્થ નથી; કારણ કે સંખ્યા પ્રમાણેના જપ થતા નથી.' તે સાંભળીને શ્રી મહાપ્રભુજી ખૂબ જ પ્રસન્ન થયા અને તેમને આશ્વાસન આપ્યું હતું.

શ્રી હરિદાસે પોતાના નશ્વરદેહનો ત્યાગ કરવાનો વિચાર કર્યો હતો. શ્રી ચૈતન્યપ્રભુની હાજરીમા જ છેલ્લા શ્વાસ લેવાય, તેવી તેમની ભાવના હતી, તે પ્રમાણે ભક્તમંડળી સાથે શ્રીપ્રભુ આવી પહોચ્યા અને ત્યા સંકીર્તન શરૂ કર્યું. શ્રી હરિદાસે પ્રભુને પોતાની સામે બેસાડ્યા અને તેમને પ્રણામ કરીને છેલ્લા શ્વાસ લઈને દેહ છોડ્યો. તે વખતે 'હરિબોલ' ના મધુર ધ્વનિથી વાતાવરણ ભક્તિમય બની ગયું હતું. પછી શ્રી જગન્નાથજીનું પ્રસાદીવસ્ત્ર મંગાવી, હરિદાસના શરીરને તેમાં લપેટી દીધું. એક વિમાન તૈયાર કરીને, શબને તેમા ગોઠવવામા આવ્યું. તેની આગળ ભક્તમંડળી સાથે શ્રી પ્રભુજી કીર્તન કરતા કરતા ચાલતા હતા. સમુદ્રકિનારે જઈને શબને સમુદ્રના જલથી સ્નાન કરાવવામા આવ્યું અને પછી રેતીમા ખાડો ખોદીને, તે શરીરને સમાધિ આપવામાં આવી. પ્રભુએ જાતે ખાડામાં રેતી નાખી અને તે સમાધિ પર સુંદર ચબૂતરો બનાવવામાં આવ્યો. બધા ભક્તજનોએ તે સમાધિની પ્રદક્ષિણા કરી અને ચૈતન્યપ્રભુ સાથે કીર્તન કરતાં કરતાં બધા પાછા ફર્યા.

શ્રી હરિદાસને પોતાના આત્મીય ગણીને, શ્રી ચૈતન્યપ્રભુએ તેમને પોતાની પાસે રાખ્યા હતા. એ જ રીતે બીજા પણ ભક્તજનો શ્રીપ્રભુના નિકટમાં રહ્યા હતા અને તેમની વિવિધ પ્રકારે સેવા કરતા હતા. જેમ જેમ દિવસો પસાર થતા હતા, તેમ તેમ શ્રી ચૈતન્યપ્રભુમા શ્રીકૃષ્ણના વિરહભાવની વૃદ્ધિ થતી હતી. તેમણે પોતાને માટે એક

નાની ઓરડી રાખી હતી, જે ગંભીરા મંદિર તરીકે પ્રસિદ્ધ થઈ હતી પાસેના ઓરડાઓમા સ્વરૂપ દામોદર, રઘુનાથદાસ, જગદાનંદ, ગોવિંદ વગેરે રહેતા હતા

દિવસે દિવસે શ્રીપ્રભુમા સાત્વિક રાધાભાવ જાગૃત થતો હતો સ્વરૂપ દામોદર અને રાય રામાનંદ પ્રભુના ભાવને સારી રીતે જાણી શકતા હતા વિયોગિની શ્રીરાધાજીનો ભાવ પ્રભુમા પ્રગટ થતો ત્યારે તેમની વિરહવેદના ઓછી કરવામા એ બંને મહાનુભાવો મદદ કરતા હતા સ્વરૂપ દામોદરનુ ગળુ ઘણુ જ કોમળ હતું તેઓ સૂરીલા તાનથી મધુર ભાવના પદો ગાઈ ગાઈ પ્રભુને રીઝવતા હતા રાય રામાનંદજી કૃષ્ણકથાના રસાસ્વાદથી પ્રભુને સંતોષ આપતા હતા, તેથી શ્રીપ્રભુ તેમને સખી જેવા પોતાના પ્રેમીજનો ગણતા હતા

શ્રી ચૈતન્યપ્રભુમા જે અદ્ભુત સાત્વિક ભાવો જાગતા હતા, તેનુ વર્ણન કરતા ગોસ્વામી કૃષ્ણદાસ કવિરાજ જણાવે છે કે,

**'ક્ષણે ક્ષણે ઉઠે પ્રેમાર તરંગ અનંત,**
**જીવ છાર કાહાં તાર પાઈ એક અંત;**
**શ્રીકૃષ્ણ ચૈતન્ય યાહા કરેન આસ્વાદન;**
**સબે એક જાને તાહા સ્વરૂપાદિ ગણ '**

જેમ અનંત મહાસાગરના જલકણો વાયુ દ્વારા વહન થઈને મનુષ્યને શીતળતાનુ આસ્વાદન કરાવે છે, તેવી રીતે શ્રીકૃષ્ણના પ્રેમ સાગરના જલબિંદુઓ જીવોને પ્રેમરસનુ આસ્વાદન કરાવે છે એ સાગરમા ક્ષણક્ષણમા પ્રેમની અનંત લહરીઓ ઊઠે છે, પણ સાધારણ જીવો તેનો પાર કેમ કરીને પામી શકે ? શ્રી મહાપ્રભુજી ભગવાન શ્રીકૃષ્ણના પ્રેમરસનો જે સ્વાદ લે છે, તે તો તેમના પરમ પ્રિયગણ શ્રી સ્વરૂપ દામોદર તથા રામાનંદરાય જેવા જ જાણી શકે

એ ગંભીરા મંદિરમા પ્રગટ થયેલી લીલાઓ સાચે જ અદ્ભુત હતી, તેની બુદ્ધિથી કલ્પના આવી શકે નહી એમ કહેતા, તે કવિરાજ જણાવે છે કે,

'પ્રભુર ગંભીરા લીલા ના પારિ બૂઝિતે;
બુદ્ધિ પ્રવેશ નાહિ તાતે ના પારિ વર્ણિતે '

સાચે જ મહાપ્રભુજી પોતે પ્રેમમય હતા, પ્રેમમૂર્તિ હતા તેમના પ્રેમનો ઉન્માદ કોઈ લૌકિક રોગ નહોતો ! એ પ્રેમના ભાવ, મહા ભાવ તથા વિરહદશા પર વૈષ્ણવોએ અનેક ગ્રંથો લખ્યા છે કવિરાજ કૃષ્ણદાસે તેને આલેખતા જણાવ્યુ છે કે,

'રાધિકાર ભાવે પ્રભુ સદા અભિમાન,
સેઈ ભાવે આપનાકે હય 'રાધા' જ્ઞાન,
દિવ્યોન્માદ ઐ છે હય, કિ ઈહા વિસ્મય ?
આધરૂઢ ભાવે દિવ્યોન્માદ પ્રલાપ હય '

શ્રી ચૈતન્યપ્રભુજી રાધાભાવમા મદમગ્ન બનીને તેજ અભિમાનથી પોતાને 'રાધા' સમજતા હતા, એટલે પછી તેમના શરીરમા દિવ્ય ઉન્માદ પ્રગટ થાય તેમા આશ્ચર્ય શુ ? તે ભાવ વધી જતા દિવ્ય ઉન્માદમા પ્રલાપ થાય જ

શ્રી ચૈતન્યપ્રભુએ આવી ઉન્માદદશામા ઘણી રાત્રિઓ પસાર કરી હતી કોઈક વખતે તો તેમને સ્વપ્નમા રાસલીલાના દર્શન થાય સખીઓની વચમા શ્યામ નાચતા દેખાય અને તેની બાજુમા રાધારૂપે પોતાને જુએ ! ત્યા તો શ્યામ અદશ્ય થાય અને 'ક્યા ગયા મારા શ્યામ' એમ પુકારી ઊઠે અને તે સાથે જ તેમનુ સ્વપ્ન તૂટી જાય તે વિરહમા આવી શ્યામને શોધવા લાગે તેમનો સેવક ગોવિંદ તેમને આશ્વાસન આપી સેવા કરી, ફરીથી સુવાડી દે ! તેમની બધી જ ક્રિયાઓ યંત્રની જેમ ચાલતી હતી બહારની શુધબુધ તેમને બિલકુલ રહી નહોતી ! રાતદિવસ તેમને શ્યામનુ સ્મરણ રહ્યા કરતુ હતુ તેમની આખમાથી સતત અશ્રુધારાઓ વહ્યા કરતી હતી કૃષ્ણપ્રેમના ગીત સાભળીને તે નાચી ઊઠતા અને કૃષ્ણકીર્તન કરવા લાગતા હતા

એક દિવસ શ્રીપ્રભુ સમુદ્ર તરફ ફરવા જતા હતા ત્યા દૂરથી જ તેમને રેતીનો ચટક નામનો પહાડ દેખાયો પ્રભુજી તેને ગોવર્ધન

પર્વત સમજી હુંકાર કરતા તે તરફ દોડ્યા આવેશમા અને આવેશમા તેઓ વાયુવેગે દોડયે જતા હતા તેમના શરીરમા સાત્વિક ભાવો પ્રગટ થતા હતા ભક્તો તમની પાછળ દોડ્યા પણ તેમને કોણ પકડી શકે ? છેવટે થરથર કપતા, તે જમીન પર પડી ગયા ગોવિંદ તેમની પાસે પહોચી ગયો અને તેમના મુખ પર જલ છાટી, પવન નાખવા લાગ્યો એટલામા ભક્તજનો ત્યા આવી પહોચ્યા અને કીર્તન કરવા લાગ્યા, તેથી પ્રભુજી ભાનમા આવ્યા અને ભક્તજનો સાથે નીલાચલ તરફ પોતાના નિવાસસ્થાને ગયા તેમની એ દશાથી ભક્તજનો ખૂબ ચિંતાતુર રહેતા હતા

હવે તો તેમની નિદ્રા પણ ચાલી ગઈ હતી તેઓ કોઈવાર મુખ અને મસ્તકને દીવાલો સાથે ઘસવા લાગતા, તેથી તેમના શરીરમાથી લોહીની ધાર વહેવા લાગતી તેમનુ મુખ લોહીલોહાણ થઈ જતું હતુ કોઈ કોઈ વાર તો અત્યત કરુણ સ્વર તેઓ રડવા લાગતા હતા દિવસ કરતા રાત્રે તેમની વિરહવેદના વધારે વધી જતી હતી વેદનામા તેઓ ભાન ભૂલીને ગમે ત્યા ભાગી જતા અને બેભાન થઈ પડી જતા હતા

ગોવિંદ શ્રીપ્રભુની સતત ચોકી રાખ્યા કરતો, શ્રીપ્રભુજી સૂઈ જતા ત્યારે પણ યંત્રનો ધકધક અવાજ આવે, તેવો તેમના નામસ્મરણનો અવાજ ચાલુ રહેતો થોડીથોડી વારે 'શ્રીકૃષ્ણ'નો અવાજ પણ પ્રગટ થતો હતો ગોવિંદ સૂઈ જતો, તોપણ તેનુ ધ્યાન શ્રી પ્રભુજીમા રહેતુ અને જરાક અવાજ બધ થતા તે સફાળો જાગી જતો

શ્રીપ્રભુજી ગભીરાની અદર સૂઈ જતા અને તેને દરવાજે જ ગોવિંદ સૂઈ જતો એક વખત ગોવિંદ સૂતો હતો તે સફાળો જાગ્યો, તો તેને કાઈ અવાજ સભળાયો નહિ તેણે તરત જ દીવો પ્રગટાવીને જોયુ, તો ગભીરામા પણ શ્રીપ્રભુજી નહોતા ! તેણે તરત જ બૂમ પાડીને સ્વરૂપ ગોસ્વામી અને બીજા ભક્તોને બોલાવ્યા બધા શોધાશોધ કરવા લાગ્યા, પણ શ્રી મહાપ્રભુજીનો પત્તો નહોતો !

ગોવિંદ સિંહદ્વાર પાસે જઈ પહોંચ્યો ના માગી તેલંગી ગાયો ઊભેલી હતી ગોવિંદ જોરથી બૂમો પાડવા લાગ્યો ક, પ્રભુજી અહીં જ હશે, પણ તેનું કોઈએ સમજ્યું નહિ ગોવિંદ ગાયોની અંદર ઘૂસીને જોવા લાગ્યો તો વચમાં કોઈ પડ્યું વળીને પડ્યું હતું અને બધી ગાયો તેને સ્નેહથી ચાટતી હતી મશાલ ધરતાં જ એને મહાપ્રભુજી દેખાયા

શ્રીપ્રભુના હાથપગ પેટની અંદર ઘૂસી ગયા હતા તેમની આકૃતિ કાચબાના જેવી બની ગઈ હતી મુખમાંથી સતત ફીણ નીકળતું હતું રોમાંચ ખડા થઈ ગયા હતા નેત્રમાંથી અશ્રુધારા વહેતી હતી તેમની ચાર બાજુ ગાયો ફરી વળી હતી અને પ્રેમથી તેમને સૂંઘતી તેમ જ ચાટતી હતી

ગોવિંદ અને ભક્તજનોએ શ્રીપ્રભુને ઊંચક્યા અને ગંભીરાના દ્વાર પાસે લાવ્યા નામસંકીર્તન કરવામાં આવ્યું ઘણા વખત પછી તેમને ભાન આવ્યું ત્યારે તેમના હાથપગ સીધા થવા લાગ્યા તે ધીરે ધીરે શ્વાસ લેવા લાગ્યા મૂર્છામાંથી જાગતાં જ, તે પૂછવા લાગ્યા

'મને અહીં કોણ લાવ્યું? મને મારા શ્યામસુંદર મળ્યા હતા, મને ત્યાં લઈ જાવ '

એમ કહીને તે ઊઠીને દોડવા લાગ્યા સ્વરૂપ ગોસ્વામીએ તેમને પકડી લીધા અને કૃષ્ણવિરહના પદ ગાઈ, શાન્ત કર્યા, પરન્તુ તેમની વિરહવેદના વધવા લાગી હતી ! તે પોતે જ જણાવતા , 'સ્વરૂપ ! તો એકદમ ગાંડો થઈ ગયો છુ કોણ જાણે કેમ, રાત્રિ મારે માટે ઘણી જ દુઃખદાયક થઈ જાય છે મારી વેદના રાત્રિમાં ઘણી જ વધી જાય છે હું વ્યાકુળ થઈને બહાર નીકળવા ઇચ્છતો હતો પણ અંધારામાં બારણું જ જડ્યું નહિ તેથી ભીંતમાં બારણું કરવા માટે માથું ઘસવા લાગ્યો આ લોહી નીકળ્યું ને ઘા થયો, તેનો મને કાંઈ જ ખ્યાલ નથી

શ્રીપ્રભુનો શંકર નામે અંતરંગ ભક્ત હતો તેણે રાતે પ્રભુને

નભાગનાની સેના સ્વીકારી પ્રભુના ચરણકમળોને પોતાની છાતી પર રાખીને જ તે સૂઈ જતો પ્રભુના ચરણનો તકિયો 'પ્રભુપાદોપધાન' એવું તેનું નામ પડી ગયું હતું તે સતત પ્રભુ પાસે જ હાજર રહેતો હતો

તેમના આ દિવ્ય ઉન્માદનો બીજો એક અદ્ભુત પ્રસંગ બન્યો હતો એક દિવસે રાય રામાનંદજીએ યમુના તટની જળક્રીડાનું વર્ણન સંભળાવ્યું શ્રીપ્રભુને આખો દિવસ તે લીલાની યાદ આવ્યા કરી દિવસ વીત્યો, રાત્રિ આવી, તેમની વિરહવેદના પણ વધવા લાગી શંકર ને ગોવિંદની નજર ચૂકવી, તે સિંહદ્વારથી બહાર નીકળી ગયા અને પછી તો પવનવેગે સમુદ્રને કિનારે આઈટોટા નામના સ્થાને પહોંચી ગયા

વિશાળ સાગરના આસમાની મોજાં ઊછળતાં હતાં તેમાં તેમને યમુનાનાં દર્શન થયાં પોતાના હૃદયમાં પણ સુમધુર સંગીત ઊઠતું હતું તેને વશ થઈ, પ્રભુ આગળ ધપી રહ્યા હતા સમુદ્રની સ્મૃતિ તેમને ચાલી ગઈ અને જોરથી ગર્જના કરતા, તે અગાધ સાગરના જળમાં કૂદી પડ્યા જળમાં તરતા અને તરંગો પર ઊછળતા, આખી રાત વીતી ગઈ!

આ બાજુ ભક્તજનો જાગી ગયા અને ચારેબાજુ શોધખોળ શરૂ થઈ ગઈ, પરંતુ ક્યાંય પ્રભુનો પત્તો લાગ્યો નહિ! સવાર થતાં, તો બધા પ્રભુને શોધવા સમુદ્રને કિનારે જઈ પહોંચ્યા, પણ કાંઈ પત્તો ખાધો નહિ!

એટલામાં ખભે જાળ લટકાવી, 'હરિ હરિ' બોલતો એક માછીમાર શ્રીસ્વરૂપ ગોસ્વામીના જોવામાં આવ્યો તેમણે માછીમારને ઊભો રાખ્યો અને ધીરેથી પૂછ્યું

'કેમ ભાઈ! તમે આમ કેમ લવરી કરો છો? કોઈ માણસ તમારા જોવામાં આવ્યો છે? તમે શા માટે ડરી ગયા છો?'

ભયથી ધ્રૂજતા ધ્રૂજતા, માછીમારે જણાવ્યું કે, 'મહારાજ, મેં

કોઈ માણસને તો જોયો નથી, મારી જાળમા એક મડ્ડુ ફસાઈ આવ્યુ હતુ તેને બહાર કાઢતા અને તેનો સ્પર્શ કરતા જ મને ભૂત વળગ્યું છે? હવે મારી શી દશા થશે? કોઈ ભુવો મળી આવે, તો મને છોડાવે '

સ્વરૂપ ગોસ્વામી તેની વાત પરથી સમજી ગયા કે, તેને શ્રી પ્રભુના શરીરનો જ સ્પર્શ થયો હોવો જોઈએ તેમણે વિચાર કરીને માછીમારને જણાવ્યુ કે,

'ભાઈ! તુ શા માટે ભૂવા પાસે જાય છે? મને જ ભૂત ઉ। ારના આવડે છે જના હુ મ ત્ર બોલવા માડીશ કે નાર ભૂત ઊતરી જશ

એમ કહીને સ્વરૂપ ગોસ્વામીએ મ ત્ર ભણીને તેને માથે હાથ મૂ યો, તેની સાથે જ તેનો ભય દૂર થયો તેને સ્વસ્થ જોઈને સ્વરૂપે જણાવ્યુ

'ભાઈ, તુ જેને ભૂત ગણે છે તે તો શ્રીમહાપ્રભુ ચૈતન્યદેવ છે તું અમને બતાવ કે તેઓ કયા પડ્યા છે? અમે બધા તેમની જ શોધમા નીકળ્યા છીએ '

તેમની વાત સાભળીને માછીમાર આશ્ચર્ય પામ્યો ભક્તજનોને સાથે લઈને તે માછીમાર પ્રભુજીની પાસે પહોચી ગયો શ્રીચૈતન્ય પ્રભુનુ સુ દર સુવર્ણ સમાન શરીર સમુદ્રની રેતીમા પડયુ હતુ આખો ઊ ચી ચડેલી હતી પેટ ફૂલી ગયુ હતું કોઈ જાતનુ બહારનુ ચે ન દેખાતુ નહોતુ।

બધા જ ભક્તજનોને સ્પષ્ટ ખાતરી થઈ ગઈ કે, 'હવે તો શ્રી ચૈતન્ય પ્રભુ આ લોક છોડીને ચાલ્યા ગયા છે! તે છતા અ તરગ ભક્તજનોએ આશા છોડી નહિ તેમણે શ્રીપ્રભુના દેહને ઊચકીને શીતળ છાયામા મૂકયો અને પછી નામ-સકીર્તન શરૂ થયુ શ્રી દામોદર સ્વરૂપ તેમના કાનમા 'શ્યામ, શ્યામ 'ના મધુર નામ પુકારવા લાગ્યા

એ મધુર નામસ્મરણથી શ્રીપ્રભુના શરીરમા ફરથી ચેતન

આવ્યું. તેમણે પણ મંદ સ્વરે 'હરિ, હરિ'ના નામનાં ઉચ્ચારણ કર્યાં. ભક્તજનોનો આનંદ સમાતો નહોતો! ઉત્સાહમાં આવીને બધાં સંકીર્તન કરવા લાગ્યા અને પ્રભુને ઊંચકીને તેમના નિવાસસ્થાને લઈ ગયા!

શ્રી ચૈતન્યપ્રભુએ તે પછી લૌકિક ભાન તો ગુમાવ્યું જ હતું તેમના રંગઢંગ જોઈને, અંતરંગ ભક્તજનોને ખાતરી થઈ હતી કે 'પ્રભુ હવે લીલા સંકેલવા માગે છે.'

શાકે ૧૪૫૫ (સંવત ૧૫૯૦, ઈ. સ. ૧૫૩૩)નો આષાઢ માસ હતો. દર વર્ષની જેમ રથયાત્રાનો મહોત્સવ આવી પહોંચ્યો ગૌડ દેશમાંથી ભક્તજનો આવી ગયા હતા. શ્રી પ્રભુ તે દિવસે વિશેષ ગંભીર બની ગયા હતા. શ્રી દામોદર સ્વરૂપ કૃષ્ણકથા સંભળાવી રહ્યા હતા; એટલામાં તો શ્રીચૈતન્યપ્રભુ સફાળા ઊભા થયા અને દોડવા લાગ્યા. તેમના લલાટમાંથી અદ્દભુત તેજ પ્રગટ થતું હતું. તે એકલા જ વાયુવેગે શ્રી જગન્નાથજીના મંદિર તરફ દોડી રહ્યા હતા અને તેમની પાછળ પાછળ ભક્તજનો દોડતા હતા.

જ્યારે શ્રીપ્રભુ દર્શન કરવા પધારતા, ત્યારે તે ગરુડસ્થંભ પાસે ઊભા રહેતા અને ત્યાંથી જ દર્શન કરતા હતા; આજે તો ત્યાં નહિ અટકતાં, શ્રીપ્રભુ આગળ ધસી ગયા. તેમણે બારણાં પાસેથી જ શ્રીમૂર્તિનાં દર્શન કરી લીધાં અને પછી જલદીથી મંદિરમાં દાખલ થયા. જગન્નાથજીની સામે ઊભા રહીને, તેઓ ગદ્દગદ કંઠે પ્રાર્થના કરવા લાગ્યા અને પછી તે શ્રી જગન્નાથપ્રભુનાં ચરણોમાં ઢળી પડ્યા અને એ રીતે તેમણે પોતાના દેહનું વિસર્જન કરી દીધું

મોટા પૂજારી શ્રી કાશીમિશ્ર દોડતા આવી પહોંચ્યા અને મુગ્ધભાવે પૂછવા લાગ્યા, 'પ્રભો! આપ આ શું કરો છો? દયાળો! આપની આ કેવી લીલા છે?' એમ કહેતા કહેતા તે શ્રી ચૈતન્યપ્રભુને પકડવા દોડ્યા; પરંતુ ત્યાં હવે પ્રભુ ક્યાંથી? એ તો પોતાના મૂળ સ્વરૂપમાં ભળી ગયા હતા!

થોડીવારમાં બધા ભક્તજનો ત્યાં આવી પહોંચ્યા અને પૂજારીને પૂછવા લાગ્યા. તેમણે જે અદ્ભુત દૃશ્ય જોયું હતું, તેનું વર્ણન કરવા તેમની પાસે વાણી નહોતી. 'શ્રી પ્રભુ તો અદૃશ્ય થઈ ગયા' એટલું જ તે બોલી શક્યા !

તે સાભળતાં જ ભક્તજનો પછાડ ખાઈને પડવા લાગ્યા. કોઈ ભીંત સાથે માથું ઘસવા લાગ્યા, તો કોઈ ધૂળમા આળોટવા લાગ્યા. પૂજારીએ બધાને સાવધાન થઈને, સંકીર્તન કરવાનો આદેશ આપ્યો!

જગન્નાથપુરીમા એ સમાચાર વાયુવેગે પહોંચી ગયા. શ્રી ગૌરાંગના એ મધુર મંગલ દેહનાં છેવટના દર્શન ન થવાથી, અંતરંગ ભક્તજનો ખૂબ જ દુઃખી થઈ ગયા. તેઓ જગન્નાથપુરીમાં રહી શક્યા નહિ અને કેટલાક વૃંદાવન તરફ, તો કેટલાક ગૌડ દેશ તરફ ચાલ્યા ગયા.

શ્રી ભક્તિ વિનોદ ઠકુરે શ્રી ગૌરાગસ્મરણ મંગલ-સ્તોત્રમાં ચૈતન્યપ્રભુની પ્રેમલીલા ગાતા જણાવ્યું છે કે,

गतो यद्वद्वारादुपलगृहमध्याद् वहि रहो,
गवां कालिंगानामपि समतिगच्छन् धृतिगणम् ।
प्रकोष्ठे संकोचाद् यत निपतितः कच्छप इव
शचीसूनुः साक्षात् स्मरणपदवीं गच्छतु स मे ॥

દ્વાર બંધ હોવા છતા, જે પ્રભુ ગંભીરા મંદિરના ઊમરાને ઓળંગીને સિંહદ્વાર સુધી પહોંચી ગયા અને ત્યાં કોકડું વળીને પડ્યા હતા, તેથી તેમની આકૃતિ કાચબા જેવી લાગતી હતી. ગાયો પ્રેમભાવથી તેમના શરીરને ચાટતી હતી; એવા તે શ્રી ચૈતન્યમહાપ્રભુ શચિમાતાના પુત્ર મારા સ્મરણપથે આવો.

व्रजारण्यं स्मृत्वा विरहविकलान्तैर्विलपितो
मुखं संघृष्याये रुधिरमधिकं तद् दधदहो ।
क्व मे कान्तः कृष्णो वद वद वदेति प्रलपितः
शचीसूनुः साक्षात् स्मरणपदवीं गच्छतु स मे ॥

જે શ્રીપ્રભુને વ્રજભૂમિ અને વૃંદાવન યાદ આવતાં, કરુણ કલ્પાંત રુદન થતું હતું. જમીન સાથે મુખ ઘસવાથી, ખૂબ જ લોહી નીકળતું હતું. 'મારા કાંત કૃષ્ણ ક્યાં ગયા, કહો, કહો;' એમ જે વારંવાર પ્રલાપ કરતા હતા, તે શ્રીચૈતન્યમહાપ્રભુ-શચિમાતાના પુત્ર મારા સ્મરણપથે આવો.

पयोराशेस्तीरे चटकगिरिराजे सिकतिले
 व्रजन् गोष्ठे गोवर्धनगिरिपतिं लोकितुमहो।
गणैः सार्धं गौरो द्रुतगतिविशिष्टः प्रमुदितः
 शचीसूनुः साक्षात् स्मरणपदवीं गच्छतु स मे॥

જગન્નાથપુરીના દરિયા પાસે 'ચટક' નામનો ગિરિરાજ છે, તે રેતીઓના ઢગલાથી ધોળો લાગે છે; તે ચટકને વૃંદાવનનો ગોવર્ધન માની શ્રી ચૈતન્યપ્રભુ તેનાં દર્શન કરવા માટે વાયુવેગે દોડી જતા હતા અને ત્યાં બેભાન થઈ પડી જતા હતા. ભક્તજનો તેમની પાછળ જઈને તેમને ઊંચકી લાવતા હતા, એવા તે શ્રીચૈતન્ય મહાપ્રભુ-શચિમાતાના પુત્ર મારા સ્મરણપથે પધારો.

हा हा कष्टं सकलजगतां भक्तिभाजां विशेषे
 गोपीनाथालयपरिसरे कीर्तने यः प्रदोषे।
अप्राकट्यं बत समभजन् मोहयन् भक्तनेत्रं
 वन्दे तस्याप्रकटचरितं नित्यमप्राकृतं तत्॥

સકળ જગતના જીવો માટે ખરેખર એ કષ્ટજનક ઘટના બની છે; તેમાંય ભક્તિરસિક ભક્તજનોને માટે તો તે ઘટના અતિશય કષ્ટકારી હતી, જે શ્રી ચૈતન્યમહાપ્રભુ બપોર પછીના પ્રદોષ વખતે સંકીર્તન ચાલતું હતું, ત્યારે શ્રી જગન્નાથના મંદિરમાં પ્રભુના સ્વરૂપ પાસે ચાલ્યા ગયા અને ત્યાં જ અપ્રગટ-અદૃશ્ય થઈ ગયા! એવા અપ્રાકૃત નિત્ય અપ્રકટ ચરિતને શોભાવનાર શ્રી ચૈતન્યપ્રભુને હું પ્રણામ કરું છું.

## ૬ : શ્રી ચૈતન્ય શિક્ષાષ્ટક

શ્રી ચૈતન્યપ્રભુએ પોતે કોઈ ગ્રંથની રચના કરી નથી સંસ્કૃત સાહિત્યના તે ઉચ્ચ કોટિના વિદ્વાન હતા વ્યાકરણ, નવ્યન્યાય, કાવ્ય, અલંકાર વગેરે શાસ્ત્રોના તે ગહન અભ્યાસી હતા અને વેદાંત દર્શનના તો રસજ્ઞ તત્ત્વવેત્તા હતા, છતાં પણ તેમની પ્રેમભાવની દશા એવી ઊંચી હતી તેમને ગ્રંથરચનાની અભિલાષા જાગી જ નહોતી

તેમણે શ્રીસનાતન અને શ્રીરૂપ દ્વારા ભક્તિશાસ્ત્રની રચના કરાવી છે શ્રીસનાતનના ગ્રંથો 'બૃહદ્ ભાગવતામૃત, બૃહદ્ વૈષ્ણવતોષિણી, શ્રીકૃષ્ણલીલાસ્તવ, શ્રીહરિભક્તિવિલાસ એ ગૌડીય સંપ્રદાયના મૌલિક સિદ્ધાંત ગ્રંથો છે

શ્રી રૂપસ્વામીએ સંક્ષેપભાગવતામૃત, ભક્તિરસામૃતસિંધુ, 'ઉજ્જ્વલનીલમણિ, લલિતામાધવ, વિદગ્ધમાધવ વગેરે ગ્રંથો અને નાટકો રચેલા છે

ત્યાર બાદ શ્રી ગોપાલભટ્ટ, શ્રી રઘુનાથદાસ અને તે પછી શ્રી જીવ ગોસ્વામીએ રચેલા ગ્રંથો શ્રી ચૈતન્યપ્રભુના બતાવેલા સિદ્ધાંતોને સંપૂર્ણ રીતે અનુસરે છે

'શ્રીમદ્ ભાગવત' ગ્રંથ પર શ્રી ચૈતન્યપ્રભુને વિશેષ આદર હતો, તેમ જ તેમણે 'શ્રીધરી ટીકા'ને જ પ્રમાણભૂત ગણી હતી, જે ટીકા આજે પણ વિદ્વાનોમાં પરમ આદરણીય છે

શ્રી ચૈતન્યમહાપ્રભુની પોતાની રચના તે 'શિક્ષાષ્ટક' છે,

તેમ જ બીજા થોડા છૂટક શ્લોકો છે, જેનો સંગ્રહ શ્રી રૂપ ગોસ્વામીએ 'પદ્યાવલિ' નામના ગ્રંથમાં કર્યો છે. આ શિક્ષાષ્ટક સર્વોત્તમ છે અને તેમના ભક્તિજીવનનું સુંદર પ્રતિબિંબ છે. શ્રીકૃષ્ણસંકીર્તન સર્વોત્તમ સાધન છે અને તે સાત પ્રકારના કલ્યાણ કરે છે. તેઓશ્રી જણાવે છે કે,

चेतोदर्पणमार्जनं भवमहादावाग्निनिर्वापणं
श्रेयःकैरवचन्द्रिकावितरणं विद्यावधूजीवनम् ।
आनन्दाम्बुधिवर्धनं प्रतिपदं पूर्णामृतास्वादनं
सर्वात्मस्नपनं परं विजयते श्रीकृष्णसंकीर्तनम् ॥ १॥

શ્રીકૃષ્ણસંકીર્તન એક અમોઘ સાધન છે. તે ચિત્તરૂપી દર્પણના મેલને દૂર કરી તેને શુદ્ધ કરે છે. સંસારદાવાનળમાં પડેલા માણસને બાળનાર પાપ, તાપ, સંતાપરૂપી અગ્નિની જ્વાળાઓને શમાવનાર છે. તે માનવના પરમમંગળરૂપ કુમુદનો વિકાસ કરવા માટે, આ સંકીર્તન શીતળ ચાંદનીના દાન આપનારું છે. સર્વોત્તમ જ્ઞાનરૂપ નવવધૂના જીવનરૂપ છે, આનંદના સાગરને વધારનારું છે અને પદે પદે સંપૂર્ણ અમૃતરસનું આસ્વાદન કરાવનારું છે. આપણા તન, મન અને આત્મા ત્રણેયને સ્નાન કરાવી, શુદ્ધ બનાવી, શાંતિ આપનાર ઉત્તમ જળ છે. તે શ્રીકૃષ્ણ સંકીર્તન વિજય પામે છે.

પ્રભુના પવિત્ર નામ લેતાં, માનવને પોતાની ચાર બાબતો અડચણી રહી છે. (૧) પ્રભુના સ્વરૂપ વિષે અજ્ઞાન, (૨) પોતાના હૃદયનો પ્રમાદ, (૩) દુર્જનોનો સાથેનો સંગ અને (૪) પોતાના અપરાધો. જે જીવ પ્રભુના નામ નથી લેતો તેના દુર્ભાગ્યનું વર્ણન કરતા શ્રી ચૈતન્યપ્રભુ જણાવે છે કે,

नाम्नामकारि बहुधा निजसर्वशक्ति
तत्रार्पिता, नियमितः स्मरणे न कालः ।

एतादृशी तव कृपा भगवन्! ममापि
दुर्दैवमीदृशमिहाजनि नानुरागः ॥ २ ॥

હે કરુણાસાગર ભગવાન! આપના અનેક સુંદર મનોહર નામો પ્રસિદ્ધ થયાં છે અને ખૂબી તો એ છે કે, એ બધા નામોમાં આપે આપની સઘળી શક્તિઓ મૂકી દીધેલી છે. કોઈ પણ નામ શક્તિ-વિનાનું નથી. તે ઉપરાંત નામનું સ્મરણ કરવા માટે અમુક જ સમય જોઈએ એવું નથી. માણસ ઊઠતા, બેસતા, ખાતાં, પીતાં, હરતાં, ફરતાં ગમે તે કાળે આપનાં નામને યાદ કરી શકે છે. હે પ્રભુ, આપની આટલી બધી કૃપા છતા મારા હૃદયમા અનુરાગ-પ્રેમ પ્રગટ થયો નથી.

નામસ્મરણનો અધિકારીજન પોતાને અત્યંત દીન, હીન અને નમ્ર માનનારો હોય, તે વિષે શ્રીપ્રભુજી જણાવે છે કે,

तृणादपि सुनीचेन तरोरपि सहिष्णुना।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥ ३ ॥

પ્રભુનાં સંકીર્તન કરનાર ભક્તજન પોતાની જાતને તણખલાથી પણ વિશેષ નીચ-હલકી ગણે છે તેમ જ વૃક્ષથી પણ વિશેષ સહન-શીલતા ધારણ કરે છે, તે પોતે માન લેતો નથી પણ બીજાઓને માન આપે છે; આવો સ્વભાવ રાખીને ભક્તજને સદા સર્વદા પ્રભુનું કીર્તન કરવું જોઈએ.

પ્રભુની ભક્તિ કરીને ભક્તજન લૌકિક કામનાઓ અથવા રિદ્ધિ-સિદ્ધિની આશા રાખતો નથી. તે તો જન્મજન્માંતર સુધી ટકે તેવી ભક્તિ જ માગે છે.

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये।
मम जन्मनि जन्मनीश्वरे भवतात् भक्तिरहैतुकी त्वयि ॥ ४ ॥

હે જગદીશ્વર, હું ધન, બંધુ-બાંધવો, સુંદર સ્ત્રી કે પાંડિત્યની

ઇચ્છા રાખતો નથી હે પ્રભુ, જન્મોજન્મ તારામાં મારી નિષ્કામ ભક્તિ થાય એટલી જ મારી ઇચ્છા છે

ભક્તજન પ્રભુના ચરણકમળની રજ બની રહે, તે ભાવના શ્રી પ્રભુજી વ્યક્ત કરે છે

अयि नन्दतनुज ! किंकर पतित मा विषमे भवाम्बुधौ ।
कृपया तव पादपंकजस्थितधूलीसदृश विचिन्तय ॥ ५ ॥

હે નંદનંદન ! આ વિષમ ભવસાગરમાં પડેલો હું આપનો કિંકર–દાસ છુ આપ મારા પર કૃપા કરીને મને આપના ચરણ કમળમાં પડેલી ધૂળ સમાન ગણી મારો આપ સ્વીકાર કરો

હે ગોવિંદ, આપના વિરહથી મારો એક નિમેષ જેટલો વખત પણ યુગ જેવો થઈ ગયો, નેત્રામાં વર્ષાઋતુ આવી ગઈ અને આખુ જગત શૂન્ય જેવું થઈ ગયું

પ્રભુનું નામસ્મરણ કરતા ભક્તજનની જે દશા થાય છે તેનો અનુભવ શ્રીપ્રભુએ પોતે કરેલો છે અને બીજાને જણાવે છે :

नयन गलदश्रुधारया वदन गद्‌गदरुद्धया गिरा ।
पुलकैर्निचितं वपु कदा तव नामग्रहणे भविष्यति ॥ ६ ॥

હે પ્રભો ! તમારું નામ લેતી વખતે મારા નેત્ર આંસુની ધારાથી વરસતા હોય, મારા મુખમાની વાણી કંઠ ગદ્‌ગદ્ થતા રૂંધાઈ જતી હોય, તેમ જ મારા શરીર પર રૂવાંટા ખડા થઈ જતા હોય, એવી પ્રેમમસ્તીની દશા મને ક્યારે મળશે ?

સામાન્ય જન તો સંસારના રાગભોગમાં રંગાયેલો રહે છે, પરંતુ પ્રભુના ભક્તજનથી તો પ્રભુનો ક્ષણનો વિયોગ પણ સહન થઈ શકતો નથી ભક્તજનની એ વિરહદશા જણાવતા શ્રી ચૈતન્યપ્રભુ કહે છે :–

युगायितं निमिषेण चक्षुषा प्रावृषायितम्।
शून्यायितं जगत् सर्वं गोविन्दविरहेण मे ॥ ७॥

ગોવિંદપ્રભુના વિરહથી મને નિમેષ યુગ જેટલો થાય છે, આંખથી અશ્રુવર્ષા થાય છે અને સઘળું જગત શૂન્યમય લાગે છે.

પ્રભુ ભક્તજનની જે કોઈ સારી નરસી દશા કરી નાખે, તે દશાનો ભક્તજન સ્વીકાર કરીને પણ પોતાના અત્યંત પ્રિયતમ પ્રભુને તે નહિ છોડી શકે, એવા પ્રકારની ભક્તની નિશ્ચિત ભક્તિનો ઉપદેશ આપતાં, શ્રીપ્રભુ જણાવે છે કે,

आश्लिष्य वा पादरतां पिनष्टु माम्
अदर्शनान्मर्महतां करोतु वा।
यथा तथा वा विदधातु लंपटो
मत्प्राणनाथस्तु स एव नापरः ॥ ८॥

તે મારા પ્રાણનાથ મને આલિંગન આપે અથવા તો મારા ચૂરેચૂરા કરી નાખે; તોપણ તેના ચરણમાં જ મારી ભક્તિ છે. તે મને દર્શન આપે તોયે ભલે અને ન આપવાથી મારું હૃદય હણાઈ જાય તો ભલે, તેઓ મને ગમે તેમ કરે, પણ હું તેનો ત્યાગ કરવાનો નથી. મારા પ્રાણોના નાથ તો એ જ છે, બીજો કોઈ નથી.

## ૭ : શ્રી ચૈતન્યની શિષ્યમંડળી

### શ્રી વિષ્ણુપ્રિયાદેવીજી

શ્રીચૈતન્ય મહાપ્રભુ ઘર છોડીને ચાલ્યા ગયા; તેથી તેમનાં પત્ની શ્રી વિષ્ણુપ્રિયાદેવીને જે દુઃખ થયું હતું, તેનું વર્ણન તો કોણ કરી શકે? તેમણે પતિના વિરહમાં સંસારના સર્વ રાગભોગ ત્યજી દીધા હતા. શ્રીપ્રભુ જ્યારે સંન્યાસીવેશે પધાર્યા ત્યારે તેમનાં સ્મૃતિ-ચિહ્ન તરીકે તેમણે તેમની પાદુકાઓ માગી લીધી હતી; તેનું તેઓ નિત્યપૂજન કરતાં હતાં.

વૃદ્ધ શચિમાતાનું હૃદય પણ પુત્રશોકથી જર્જરિત થઈ ગયું હતું અને થોડાં વર્ષો ગાળી, શચિમાતા પરલોકવાસી થયાં હતાં. તેમના જવાથી વિષ્ણુપ્રિયાજીનો વૈરાગ્ય ઘણો વધી ગયો હતો. તે પોતાના પ્રાણનાથના વિયોગમાં તરફડતાં હતાં, એટલામાં શ્રી ચૈતન્યપ્રભુના અદશ્ય થયાના સમાચાર મળતાં, તો તેમના પર વીજળી તૂટી પડી; તેમણે અન્નજળનો પણ ત્યાગ કરી દીધો.

એક દિવસ શ્રીપ્રભુએ તેમને સ્વપ્નમાં દર્શન આપ્યાં અને ઘરના આંગણામાં રહેલા લીમડાના કાષ્ઠની મૂર્તિ બનાવી તેનુ નિત્ય પૂજન કરવાનો આદેશ આપ્યો. ઘરના નોકર વંશીવદનને પણ તેવું જ સ્વપ્ન આવ્યું હતું. તેણે પોતે જ એ લીમડાના લાકડામાંથી ગૌરાંગ પ્રભુની સુંદર મૂર્તિ બનાવી.

શ્રી વિષ્ણુપ્રિયાદેવી તે ગૌરાંગ મૂર્તિનું નિત્યપૂજન કરતાં અને તેના પ્રસાદ તરીકે અન્નજળ લેતા હતાં. ગૌડ બ્રાહ્મણો ત્યાં એમા હતા

અને કૃષ્ણકીર્તન કરીને, તેમની વિરહવેદનાને શાંત કરતા હતા.

શ્રી વિષ્ણુપ્રિયાદેવીએ એક એવું કઠોર વ્રત લીધું હતું કે, રોજ જેટલી સંખ્યામાં હરિના નામના જપ થાય તેટલી સંખ્યામાં ચોખાના દાણા ભોજનમાં લેતા અને તેને મીઠા વિના રાંધીને પ્રભુને ધરાવી પોતે જમતા હતા. આ તેમનું જીવનવ્રત બન્યું હતું! દિવસે દિવસે તેમનો દેહ જર્જરિત થવા લાગ્યો. હવે તો તેઓ રાતદિવસ જપ જ કરતા હતા. તેમની આંખમાંથી સતત અશ્રુધારા વહ્યા કરતી હતી. ફાગણની પૂનમ એ શ્રી ચૈતન્યપ્રભુનો જન્મદિવસ હતો, તે દિવસે તેમનો જન્મમહોત્સવ કરીને તેમણે મહાપ્રભુની મંદિરના દ્વાર બંધ કરી દીધા અને પ્રિયની મૂર્તિના ચરણોમાં તેમણે પોતાનો દેહ સમર્પણ કર્યો.

મંદિરના દ્વાર ખોલ્યા તો શ્રી વિષ્ણુપ્રિયાદેવીજીએ આ નશ્વર જગતનો ત્યાગ કર્યો હતો અને તે પ્રભુને શરણે ચાલ્યા ગયા હતા.

## અવધૂત શ્રી નિત્યાનંદપ્રભુ

રાઢ દેશમાં એક ચાકા ગામના મૈથિલ બ્રાહ્મણ શ્રી હાડાઈ પંડિતને ત્યાં શ્રી નિત્યાનંદનો જન્મ થયો હતો. બાર્મે વર્ષે તે ઘર છોડીને ચાલી નીકળ્યા હતા. વીસ વર્ષ સુધી તેમણે આખા ભારતમાં પરિભ્રમણ કર્યું. પછી તે શ્રીગૌરાંગ પ્રભુ પાસે આવી પહોંચ્યા. તેઓ કૃષ્ણકીર્તનના પ્રચારને માટે ગૌડદેશમાં રહ્યા હતા. અને પાછળથી તેમણે ગૃહસ્થધર્મનો સ્વીકાર કર્યો હતો. તેઓ જાહ્નવી અને વસુમતી નામની બે પત્નીઓ સાથે રહેતા હતા, છતાં શ્રીપ્રભુ વિષે તેમને અદ્ભુત અનુરાગ હતો. વસુમતીએ વીરચંદ્રને જન્મ આપ્યો હતો. એને ભક્તજનોને મંત્રદીક્ષા આપવાનો અધિકાર સોંપીને શ્રીનિત્યાનંદ આ નશ્વરદેહનો ત્યાગ કરી, પરલોક સિધાવ્યા હતા.

## શ્રી અદ્વૈતાચાર્યજી

શ્રી અદ્વૈતાચાર્યજી ગૌડ દેશના શાંતિપુર ગામમાં નિવાસ કરતા

હતા તે પરમ વૈષ્ણવ હતા અને પણ તેમણે પોતાને ઘેર પુત્ર તરીકે શ્રી હરિદાસને રાખેલા હતા જેઓ જાતે મુસલમાન હોવા છતાં કૃષ્ણના પરમભક્ત હતા અને ચૈતન્યપ્રભુની સાથે જ પુરીમાં નિવાસ કરતા હતા

અદ્વૈતાચાર્ય દર વર્ષ રથયાત્રામાં પુરી જતા અને શ્રીપ્રભુની ભક્તમંડળીમાં કીર્તન-નૃત્યમાં મુખ્ય ભાગ લેનાર ગણાતા હતા શ્રી ચૈતન્યપ્રભુ લીલા વિસર્જન કરી ગયા તે સમાચારના આઘાતથી શ્રી અદ્વૈતાચાર્ય પણ આ નશ્વર જગત છોડીને ચાલ્યા ગયા હતા

## વૃંદાવનમાં વસેલા છ ગોસ્વામીઓ

શ્રી ચૈતન્યપ્રભુએ જે નામસંકીર્તનના સંપ્રદાયની સ્થાપના કરી, તેનો સંપૂર્ણ વિકાસ તો વૃંદાવનમાં થયો છે ત્યાં તેમના છ ગોસ્વામીઓએ ગૌડીય સંપ્રદાયની સ્થાપના કરી છે

એમાંના શ્રી રૂપ અને શ્રી સનાતન ગોસ્વામી તો મુસલમાન રાજ્યમાં ઘણા મોટા હોદ્દા પર હતા તેઓ સર્વ માનપ્રતિષ્ઠા છોડીને શ્રી પ્રભુના અંતરંગ ભક્તજનો બની ગયા અને શ્રીપ્રભુજીની આજ્ઞા પ્રમાણે વૃંદાવનમાં આવીને વસ્યા આ બંને ભાઈઓ સંસ્કૃત સાહિત્યના પ્રખર પંડિતો હતા કવિ હતા અને ભાવુક ભક્તો હતા

શ્રી સનાતન જ્યારે પુરીમાં આવ્યા હતા, ત્યારે તેમના શરીરે કોઢ થયો હતો પરંતુ પ્રભુના સ્પર્શથી તેમનો કોઢ દૂર થયો હતો અને તેમની આજ્ઞા સ્વીકારી, તે વૃંદાવન આવીને વસ્યા હતા

શ્રી રૂપ ગોસ્વામી ચુમોતેર વર્ષની વયે ઈ સ ૧૫૬૩માં આ નશ્વર જગતનો ત્યાગ કરી ગયા હતા શ્રી સનાતન પણ સિત્તેર વર્ષની વયે ઈ સ ૧૫૫૮માં પરલોકવાસી થયા હતા

## શ્રી જીવ ગોસ્વામીજી

શ્રીરૂપ અને શ્રીસનાતનના નાના ભાઈ અનૂપ સાથે જ અનૂપ

હતા તેમને ઉંચે પરમ વૈરાગ્ય જમેલો હતા પોતાના ભાઈ શ્રીરૂપ સાથે જગન્નાથ જતા, યાત્રામા જ તેમણે પોતાનો નશ્વર દેહ છોડી દીધો હતો તેમના સુપુત્ર તે શ્રીજીવ ગોસ્વામી તેઓ ઉચ્ચ કોટિના વિદ્વાન અને ભક્તજન હતા તેમને શ્રીચૈતન્ય પ્રભુના દર્શન થયા હોય એમ લાગતું નથી, પરંતુ શ્રી નિત્યાનંદ અવધૂતની આજ્ઞા માથે ચડાવી, તે વૃંદાવનમા આવીને રમ્યા હતા

ભક્ત મીરાએ જેમના દર્શનની ઇચ્છા કરી હતી, તે આ જીવ ગોસ્વામી ગૌડીય સંપ્રદાયના સ્થંભ જેવા હતા તેમણે ઘણા મોટા ગ્રંથોની રચના કરી છે તેમના દેહવિલયની તિથિ તવારીખ મળતી નથી

### શ્રી રઘુનાથદાસજી ગોસ્વામી

સંસારનું સુખ, અન્ન ધન, ભોગ, ઐશ્વર્ય અને સર્વનો ત્યાગ કરીને શ્રીચૈતન્ય પાસે દોડી આવનાર શ્રી રઘુનાથદાસ તે પ્રભુની જ સેવામા રોકાઈ ગયા હતા શ્રી મહાપ્રભુના અસ્ત થવાથી તેમને જગન્નાથપુરી અકારી લાગી હતી અને પોતે વૃંદાવન નિવાસ કરવા ચાલ્યા ગયા હતા લગભગ ચાળીસ વર્ષો સુધી જીવીને તેમણે ગૌડીય સંપ્રદાયની ઘણી સારી સેવા કરી છે પોતે ક્ષત્રિય રજપૂત હોવા છતા સંસ્કૃતના સારા કવિ હતા તેમના ૩ ગ્રંથો ૧ સ્તવમાળા, ૨ સ્તવનાવલિ અને ૩ શ્રી દાનચરિત મળી આવે છે

### શ્રી રઘુનાથ ભટ્ટ

શ્રી મહાપ્રભુજીના નિકટ સબંધમા આવેલા શ્રી તપન મિશ્રના પુત્ર શ્રી રઘુનાથ ભટ્ટને જન્મથી જ ઘણા સારા સંસ્કાર મળેલા હતા પોતાના માતાપિતાના પરલોકગમન પછી, તેઓ વૃંદાવનમા જઈને શ્રીરૂપ અને શ્રીસનાતનની સાથે નિવાસ કરતા હતા તેમને આખુ ભાગવત કંઠે હતુ તેમનો મધુર કંઠ સર્વને અત્યંત પ્રિય લાગતો

તેમને વિષે વિશેષ હકીકત મળતી નથી.

## શ્રી ગોપાલ ભટ્ટ

શ્રી રંગક્ષેત્ર નિવાસી વેંકટ ભટ્ટના પુત્ર તથા શ્રી પ્રકાશાનંદ સરસ્વતીના ભત્રીજા શ્રી ગોપાલ ભટ્ટ દક્ષિણની યાત્રા વખતે શ્રીચૈતન્ય પ્રભુના પરિચયમાં આવ્યા હતા અને પછી તેમણે વૃંદાવનમાં નિવાસ કર્યો હતો.

તેમના ઉપાસ્ય દેવ શ્રીરાધારમણજીની મૂર્તિ આજે પણ વૃંદાવનમાં બિરાજમાન છે. તેમણે શ્રીરૂપ અને શ્રીસનાતનની સાથે જ ગૌડીય સંપ્રદાયના પ્રચારમાં ખૂબ જ રસ લીધો હતો, તેમને વિષે વિશેષ હકીકત મળતી નથી. તેમના રચેલા ગ્રંથમાં (૧) શ્રીહરિભક્તિવિલાસ, (૨) ષટ્ સંદર્ભકી કારિકા વિશેષ ઉલ્લેખનીય છે.

આ ઉપરાંત બીજા પણ ઘણા ભક્તજનોનાં પુણ્યનામ અત્યંત સ્મરણીય છે. શ્રી ચૈતન્યમહાપ્રભુના શુદ્ધ પ્રેમમય ભક્તિભરેલા વાતાવરણથી આકર્ષાઈને આ ભક્તમંડળી ભેગી થઈ હતી અને પોતપોતાની અનોખી શક્તિ અને ગુણવત્તાથી ભક્તિભાવની વૃદ્ધિમાં પોતાની સેવા ભાવના નોંધાવી ગઈ છે.



'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઉપયોગી પુસ્તકો

## ધર્મગ્રંથો

### રામાયણો

તુલસીકૃત રામાયણ ૧–૨, ૧૦–૦
વાલ્મીકિ રામાયણ ૧–૨ ૧૨–૦
ગિરધરકૃત રામાયણ ૫–૦
શ્રીરામચરિતમાનસકોશ ૦–૫૦
તુલસી રામાયણના
મહાવાકયો ૦–૫૦

### પુરાણો

મહાભારત (૭ ગ્રંથોમાં) ૬૪–૦
શાંતિપર્વ–મહાભારતનું ૧૦–૦
શ્રીમદ્ ભાગવત ૧–૨ ૧૦–૫૦
શ્રી શિવમહાપુરાણ ૧–૨, ૧૨–૦
શ્રીમદ્ ભગવતી
(દેવી) ભાગવત ૬–૫૦
એકાદશ સ્કંધ–ભાગવતનો
(એકનાથી ટીકા) ૬–૦
એકાદશ સ્કંધ–ભાગવતનો ૨–૫૦
વિષ્ણુપુરાણ ... ૪–૫૦

### ઉપનિષદો

માણ્ડૂક્ય ઉપનિષદ ૩–૦
બૃહદારણ્યક ઉપનિષદ ૨–૦
સો ઉપનિષદો ... ૫–૦
ઈશ અને કેન ઉપનિષદ ૧–૨૫
મહાવાક્યરત્નાવલિ ... ૧–૦

### શ્રીમદ્ શંકરાચાર્યકૃત ગ્રંથો

મોહમુદ્‌ગર અને બીજાં
દશ રત્નો ... ૧–૦
શતશ્લોકી અને બીજાં
ચાર રત્નો ... ૦–૭૫
સ્તોત્રસંગ્રહ .. ૦–૬૨
સર્વવેદાંત સિદ્ધાંત-સારસંગ્રહ ૧–૨૫
વિવેકચૂડામણિ ... ૧–૦
મણિરત્નમાલા ... ૧–૫૦
શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર ... ૧–૫૦
હસ્તામલકસ્તોત્ર અને
વાક્યસુધા ... ૦–૧૨
પ્રશ્નોત્તરમાળા અને
જીવન્મુક્ત આનંદલહરી ૦–૧૯

## ધર્મકથા–પ્રાર્થના

## નવલકથા-વાર્તાસંગ્રહો

| | | | |
|---|---|---|---|
| સમર્પણ ... ... | ૧-૫૦ | બિરબલ અને બીજા .. | ૧-૦ |
| કડવો ઘૂંટડો ... | ૨-૦૦ | ગામડું બોલે છે ... | ૦-૭૫ |
| ચાણક્ય ને ચંદ્રગુપ્ત | ૩-૫૦ | મરતીઓટ ... ... | ૨-૦ |
| લાખેણી વાતો | ૨-૦ | સંગમ ... ... ... | ૨-૦ |
| જીવનના અમૃત . | ૧-૭૫ | રંગ અને દીવા .. | ૧-૫૦ |
| ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ હાસ્યપ્રસંગો | ૨ ૦૦ | જીવનસુવાસ ... ... | ૧-૫૦ |
| અમર અજવાળાં ... | ૧-૦૦ | માટીની મૂર્તિઓ ... | ૦-૭૫ |
| દિવ્ય વાર્તાઓ .. | ૧-૦ | અક્ષયપાત્ર | ૨-૫૦ |
| ઉચ્ચ જીવનની મંગળ વાતો | ૨-૦ | ઇન્સાન મિટા દૂગા અને બીજી વાતો . | ૧-૨૫ |
| આળા હૈયા ... ... | ૨-૦ | ઇતિહાસને અજવાળે | ૦-૭૫ |
| ગુલાબસિંહ ... . | ૪-૦ | અદાલતને આંગણે | ૧-૫૦ |
| પલટાતા રંગ . | ૧-૫૦ | * | |
| પરાક્રમી દશ કુમાર ... | ૨-૫૦ | બે ડોસાની જાત્રા ... | ૦-૨૫ |
| કમળકુમાર ... . | ૦-૭૫ | જીવલેણ ગાડું .. | ૦-૨૫ |
| ભોજપ્રબંધ ... ... | ૧-૨૫ | શ્રમણ નારદ અને પાકુ ઝવેરી | ૦-૧૯ |
| ઉત્તરરામચરિત ... | ૧-૫૦ | | |
| કથાસરિત્સાગર .. | ૧-૦ | | |
| સંત બળરામ અને પતિતા | ૦-૬૨ | | |

## નાટકો

| | | | |
|---|---|---|---|
| મુક્તધારા ... ... | ૧-૦ | સૌભાગ્યસુંદરી અને બીજાં નાટકોનું નવનીત | ૧-૫૦ |
| અજબકુમારી... ... | ૧-૨૫ | કોઈ ને કહેશો નહિ | ૧-૨૫ |
| ગુજરાતનાં નાટકો : ગીતોની સારીગમ | ૨-૫૦ | * | |
| આસમાની ચલ્લી ... | ૧-૫૦ | ભર્તૃહરિનિર્વેદ ... | ૦-૪૦ |
| મંગલ મંદિર ... | ૧-૦ | એકલવ્ય ને બીજી નાટિકાઓ | ૦-૩૧ |
| કૃષ્ણચરિત્ર ... ... | ૧-૫૦ | ગુજરાતની રંગભૂમિ.. | ૦-૩૭ |
| અંધારા રંગમહેલનો રાજા | ૧-૦ | | |

## નીતિગ્રંથો

સુભાષિતરત્નભાંડાગાર ૧૦-૦
મનુસ્મૃતિ ૪-૫૦
બાલવિલાસ . ... ૧-૫૦
હિંદુધર્મની બાળપોથી ૦-૧૨
આર્યધર્મનીતિ અને
ચાણક્યનીતિસાર. ૦-૭૫
સુભાષિત નીતિમંજરી ૧-૫૦
વ્યવહારમાળા ... ૦-૫૦
વૈરાગ્યશતક .. ૦-૩૭
નીતિશતક .. ૦-૨૫
વિજ્ઞાનશતક ૦-૩૭
નવસંહિતા .. ૦-૩૭

## સંતવાણી-ભજનો

ભજનસાગર-ભા ૨ જો ૭-૦
સાક્ષાત્કારને પંથે તુકારામ ૨-૦
મીરાંબાઈનાં ભજનો ૦-૭૫
નરસિંહ મહેતાનાં ભજનો ૦-૭૫
પરિચિત પદસંગ્રહ ૧-૭૫
દલપતરામની કવિતા ૦-૭૫
શામળના છપ્પા .. ૦-૭૫
અખાના છપ્પા . ૧-૦
અક્ષરમાળા .. ... ૦-૩૭
સુમુખ તથા નૃસિંહકુંવર
(બે આખ્યાનો) ૦-૩૭
સાંખ્યસાર અને યોગસાર ૦-૩૭
વૈતાલ કહે .. ... ૦-૧૯
ગોરખવાણી .. ૦-૩૭
સંત દાદૂ .. ૦-૨૫
ગિરિધર કવિરાય ૦-૧૯
રામનામભજનાવલી ૦-૩૭
ધ્રુવાખ્યાન ... ૦-૨૫
ઋષિરાજના પદો ૦-૩૭
તુલસીદાસની સાખીઓ ૦-૨૫
કબીર સાહેબની સાખીઓ ૦-૨૫
કબીર સાહેબનાં ભજનો ૦-૫૦
પ્રબોધબાવની ૦-૨૫
ભક્તકવિ રહીમ
અને જમાન . ૦-૨૫
રવિ, ભાણ અને
મોરારસાહેબની વાણી ૦-૨૫
સાંઈ દીનદરવેશ ૦-૨૫
કેશવકૃતિ . ૦-૨૫
દોહારત્નાવલિ . ૦-૧૯
ભક્ત સુરદાસના પદો ૦-૩૭
ભોજા ભગતના ચાબખા ૦-૩૭
કવિ દીનદયાળગિરિ ૦-૨૫
ધીરા ભગતનાં પદો ૦-૨૫
સંતકવિ નઝીર ... ૦-૫૦
હરિપાઠ .. ... ૦-૧૫
કવિ ગંગ કહે ... ૦-૨૦

## નીતિગ્રંથો

| | | | |
|---|---|---|---|
| સુભાષિતરત્નભાંડાગાર | ૧૦–૦ | સુભાષિત નીતિમંજરી | ૧–૫૦ |
| મનુસ્મૃતિ | ૪–૫૦ | વ્યવહારમાળા ... | ૦–૫૦ |
| બાલવિલાસ . ... | ૧–૫૦ | વૈરાગ્યશતક ... | ૦–૩૭ |
| હિંદુધર્મની બાળપોથી | ૦–૬૨ | નીતિશતક .. | ૦–૨૫ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર . | ૦–૭૫ | વિજ્ઞાનશતક .. | ૦–૩૭ |
| | | નવસંહિતા ... | ૦–૩૭ |

## સંતવાણી-ભજનો

| | | | |
|---|---|---|---|
| ભજનસાગર–ભા ૨ જો | ૨–૦ | ઋષિરાજના પદો | ૦–૩૭ |
| મહારાષ્ટ્રના પાંચ સંતો | ૨–૦ | તુલસીદાસની સાખીઓ | ૦–૨૫ |
| મીરાબાઈના ભજનો | ૦–૭૫ | કબીર સાહેબની સાખીઓ | ૦–૨૫ |
| નરસિંહ મહેતાના ભજનો | ૦–૭૫ | કબીર સાહેબના ભજનો | ૦–૫૦ |
| પરિચિત પદસંગ્રહ | ૧–૭૫ | પ્રબોધબાવની | ૦–૨૫ |
| દલપતરામની કવિતા | ૦–૭૫ | ભક્તકવિ રહીમ અને જમાન .. | ૦–૨૫ |
| શામળના છપ્પા .. | ૦–૭૫ | રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી | ૦–૨૫ |
| અખાના છપ્પા . | ૧–૦ | સાંઈ દીનદરવેશ | ૦–૨૫ |
| અક્ષરમાળા .. .. | ૦–૩૭ | કેશવકૃતિ . | ૦–૨૫ |
| સુમુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | ૦–૩૭ | દોહારત્નાવલિ .. | ૦–૧૯ |
| સાખ્યસાર અને યોગસાર | ૦–૩૭ | ભક્ત સુરદાસના પદો | ૦–૩૭ |
| વૈતાલ કઈ . ... | ૦–૧૯ | ભોજા ભગતના ચાબખા | ૦–૩૭ |
| ગોરખવાણી .. | ૦–૩૭ | કવિ દીનદયાળગિરિ | ૦–૨૫ |
| સંત દાદૂ .. | ૦–૨૫ | ધીરા ભગતના પદો | ૦–૨૫ |
| ગિરિધર કવિરાય | ૦–૧૯ | સંતકવિ નઝીર ... | ૦–૫૦ |
| રામનામભજનાવલી | ૦–૩૭ | હરિપાઠ .. ... | ૦–૧૫ |
| ધ્રુવાખ્યાન ... | ૦–૨૫ | કવિ ગંગ કહે ... | ૦–૨૦ |

## વેદાંત-તત્ત્વજ્ઞાન

યોગવાસિષ્ઠ મહારામાયણ ૧-૨ ૧૪-૦
વૃત્તિપ્રભાકર ... ૫-૦૦
પંચદશી ... ... ૪-૫૦
યુક્તિપ્રકાશ ... ૧-૫૦
તત્ત્વાનુસંધાન ... ૩-૦
સનાતન ધર્મ (પંચશતી) ૧-૦
સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્
મૃત્યુનું રહસ્ય ... ૦-૭૫
સૂર્યકાંત ... ... ૨-૦
ત્રીજી આંખ ... ૧-૦
જીવ-મુક્તિવિવેક ... ૧-૨૫
કપિલ અને દેવહૂતિ ૦-૬૨
વેદાંત-રસબિંદુ ... ૦-૭૫
બળવાન બનો ... ૦-૭૫
સ્વરૂપવિચાર ... ૦-૬૨
ભક્તિયોગ (વિવેકાનંદ) ૨-૦
હઠયોગપ્રદીપિકા ... ૧-૫૦

*

મોક્ષનો માર્ગ
(કૈવલ્યનવનીત) ૦-૫૦
લઘુ યોગવાસિષ્ઠસાર ... ૦-૩૭

જ્ઞાનલહરી ... ..
દૃગ્દૃશ્યવિવેક ..
ધ્યાન અને જ્ઞાન ..
વિચારસાગર (હિંદી પ
યોગવાસિષ્ઠના સૂત્રો
પ્રવાસી ... ..
વિચારમાળા ..
પુરોગામી . ..
શાંડિલ્ય ભક્તિસૂત્ર
અવધૂતગીતા
શ્રીરામગીતા ...
અષ્ટાવક્રગીતા
પાંડવગીતા ..
જ્ઞાનેશ્વર ને ચાંગદેવ... ।
મનોબોધ (મનાચે શ્લોક)
નારદનાં ભક્તિસૂત્રો ...
પરમહંસ શ્રી રામકૃષ્ણદેવ
વચનામૃતો ...
શ્રી રામકૃષ્ણ ઉપદેશ
મદાલસા અને અલર્ક
ગીતાંજલિ ...

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો :

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યા**

સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર પાસે, પો. બો. નં. ૫૦, અમદ
અને ૧૪૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, હવાડા સામે, મુંબઈ-૨